પ્રકાશન નં. ૧૭૯

# ઉસ્વએ રસૂલે અકરમ

## સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ્

### ગ્રંથ ત્રીજો

લેખક : હઝરત આરિફ બિલ્લાહ
ડોક્ટર મુહમ્મદ અબ્દુલ હય સા. (મ. ઝિ.)

અનુવાદક : અબ્દુલ કાદિર ફાતીવાલા



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

પ્રકાશન નં. ૧૭૯

'લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ'
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જિંદગી તમારા માટે બેહતરીન (આદર્શ) નમૂનો છે. [સૂરએ 'અહઝાબ', આયત ૨૧]

# ઉસ્વએ રસૂલે અકરમ

## સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ



## ગ્રંથ ત્રીજો

### વિભાગ–૪ પ્રકરણ ૩ થી ૮

[મુઆમલાત, મુઆશરિયાત, અખ્લાકિયાત, હયાતે તય્યિબાની સવાર–સાંજ, નિકાહ અને બાળજન્મ, બીમારી અને બીમારપુર્સી, મૌત અને મૌત પછી]




લેખક :

હઝરત આરિફ બિલ્લાહ ડૉક્ટર મુહમ્મદ અબ્દુલ હય સા. (મ. ઝિ.)
ખલીફએ મજાઝ
હઝરત હકીમુલ ઉમ્મત
મૌલાના શાહ મુહમ્મદ અશરફઅલી સાહબ થાનવી (કુ. સિ.)





અનુવાદક :

*અબ્દુલકાદિર ફાતીવાલા*





પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ–૩૯૨૧૬૨ તા. જિ. ભરૂચ (GUJ.)

# અનુક્રમણિકા

## વિભાગ ચોથો

## પ્રકરણ ત્રીજું

## મુઆમલાત (વ્યવહાર, વર્તન, વિનિમય....વગેરે)

### હુકૂક

## રોઝી

## કર્ઝ



## વ્યાજ



## રિશ્વત–લાંચ



# પ્રકરણ ચોથું



## ઘરમાં દાખલ થવાના આદાબ

## સલામના આદાબ



## પત્ર લેખન



## લિબાસ



## મીઝબાની અને મેહમાની



## ઔરતોના હુકૂક

## શરીઅતે મનાઈ કરેલી બાબતો



## દુર્રે મન્શૂરહ અર્થાત્ વિખેરાયેલા મોતીઓ

## તિબ્બે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ



## દવાઓથી ઈલાજ

# પ્રકરણ પાંચમું

## સદ્‌ગુણો અને સુસંસ્કારો

## દુર્ગુણો અને કુસંસ્કારો

## ગુનાહ



# પ્રકરણ છટ્ઠું

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર જીવનની સવાર–સાંજ

## પ્રકરણ સાતમું

## નિકાહ અને બાળજન્મ

## બાળજન્મ



# પ્રકરણ આઠમું

## બીમારી, દવા અને બીમારપુર્સી

## મોત અને મોત પછી

# પ્રકરણ ત્રીજું

# મુઆમલાત



# સામાજિક વ્યવહાર અને



# સંબંધો

# હકો અને અધિકારો

## નફસના હકો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સતત રાત્રી જાગરણ કરવાની તથા નફલ રોઝામાં ઝિયાદતી (અતિરેક)ની મનાઈમાં ફરમાવ્યું કે :

'તમારા બદનનો પણ તમારા પર હક છે અને તમારી આંખનો પણ તમારા પર હક છે.' ['બુખારી', 'મુસ્લિમ', 'હયાતુલ મુસ્લિમીન']

**નોંધ :**

મતલબ એ છે કે વધારે પડતી મહેનત કરવાથી અને વધારે પડતું જાગવાથી તંદુરસ્તી ખરાબ થઈ જશે તથા આંખોમાં દુઃખાવો થશે.



હઝરત અમ્ર ઈબ્ને મયમૂન (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક શખ્સથી નસીહત કરતાં ફરમાવ્યું,

'પાંચ ચીઝોને પાંચ ચીઝોના (આવવાથી) પહેલાં ગનીમત સમજો (અને તેને દીનના કામોનો ઝરીયો બનાવી લો) :

**(૧) જુવાનીને બુઢાપાથી પહેલાં,**

**(૨) તંદુરસ્તીને બીમારીથી પહેલાં,**

**(૩) માલદારીને નિર્ધનતાથી પહેલાં,**

**(૪) બેફિકરી (નચિંતપણા)ને પરેશાનીથી પહેલાં અને**

**(૫) ઝિંદગીને મોતથી પહેલાં.**

['તિરમિઝી', 'હયાતુલ મુસ્લિમીન']



હઝરત અબૂદર્દાઅ (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાએ બીમારી અને દવા બંને ચીઝો ઉતારી. બીમારીના માટે દવા પણ બનાવી. માટે દવા (ઈલાજ) કર્યા કરો, પરંતુ હરામ ચીઝથી દવા ન કરો ' ['અબૂ દાઉદ']

નોંધ :

એમાં તંદુરસ્તી મેળવવાના સાફ હુકમ છે.

['હયાતુલ મુસ્લિમીન']



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'આ (નીચે પ્રમાણે) ચીઝો નિરોગી પ્રકૃતિ માટે જરૂરી છે :

- ખત્નહ કરવું,
- નાફ (દૂંટી) નીચેના વાળ સાફ કરવા,
- મૂંછો કતરાવવી અને
- બગલના બાલ લેવા'

આ બધાં માટે ચાલીસ દિવસોથી વધારે છોડવાની ઈજાઝત નથી.

['મુસ્લિમ', 'અલ અદબુલ મુફરદ']



## માતા-પિતાના હકો

[૧]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'મુસલમાનો ! પોતાના માતા-પિતાની સાથે નેકીનો વર્તાવ કરો કે જેથી તમારી અવલાદ પણ તમારી સાથે નેકીથી પેશ આવે.'

['અબૂશ્શયખ ફીત્તવબીખ', 'અલ અદબુલ મુફરદ']

[૨]

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) બયાન કરે છે કે,

મેં રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી કે,

'બેહતરીન (સર્વોત્તમ) અમલ કયો છે જે અલ્લાહ તઆલાને સૌથી વધારે પસંદ હોય ?'

સરકાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'વખત પર નમાઝ પઢવી.'

મેં અરજ કરી કે,

'એના પછી ?'

આપે ફરમાવ્યું,

'માતા–પિતાની સાથે સારો વર્તાવ કરવો.'

મેં અરજ કરી,

'તેના પછી કયો અમલ ?'

ઈરશાદ ફરમાવ્યો,

'અલ્લાહના રસ્તામાં જિહાદ કરવું.' ['બુખારી', 'મુસ્લિમ']

[૩]

હદીસ શરીફમાં છે કે :–

'જે શખ્સ રિઝક (રોઝી)ની વિશાળતા અને ઉંમરમાં વધારાનો ઈચ્છુક હોય તેણે સિલએ રહમી (દયાળુ વર્તાવ) કરવી જોઈએ તથા માતા–પિતાની સાથે સદ્‌વર્તન કરવું જોઈએ.' ['મુસ્નદે અહમદ', 'અલ અદબુલ મુફરદ']

[૪]

હદીસ શરીફમાં છે કે :

'અલ્લાહ તઆલાની રઝા (પ્રસન્નતા) માતા–પિતાની રઝામાં અને અલ્લાહનો ગુસ્સો માતા–પિતાના ગુસ્સામાં છુપાયેલો છે.

['અલ અદબુલ મુફરદ']

[૫]

કબીરહ (મોટા) ગુનાહોમાં સૌથી મોટો ગુનોહ અલ્લાહની સાથે શિર્ક

કરવું અને માતા–પિતાની નાફરમાની કરવું છે.

['અલ અદબુલ અલ મુફરદ', 'બુખારી', 'મુસ્લિમ']

[૬]

ત્રણ શખ્સો એવા છે કે તેમના પર અલ્લાહ તઆલાએ જન્નતને હરામ કરી દીધી છે. તેઓ પૈકી એક (શખ્સ) માતા–પિતાનો નાફરમાન છે.

['અલ અદબુલ મુફરદ' , 'અહમદ']

[૭]

દરેક ગુનાહના બદલામાં અઝાબ અને દરેક જુર્મની પકડમાં વિલંબ કરી શકાય છે, પરંતુ માતા–પિતાની નાફરમાનીનો ગુનોહ એવો સખત છે કે તેની પકડ મરવાથી પહેલાં જ કરી લેવામાં આવે છે.

['અલ અદબુલ મુફરદ', 'હાકિમ']

[૮]

પિતાના મિત્રોની સાથે નેકીથી પેશ આવવું (સદ્‌વર્તન કરવું) ખુદ પિતાથી સાથે નેકીથી પેશ આવવું છે. ['અલ અદબુલ મુફરદ']

[૯]

જે આદમી પોતાના માતા–પિતાના મરવા પછી તેમનું કરજ અદા કરી દે છે અને તેમની માનેલી વાત પૂરી કરી દે છે તે જો કે જિંદગીમાં તેમનો નાફરમાન રહ્યો હોય છતાં તે ખુદાની નજીક તેમનો ફરમાંબરદાર સમજવામાં આવશે અને જે આદમી પોતાના માતા–પિતાના મરવા બાદ ન તેમનું કરજ અદા કરે છે, ન માનેલી મન્નતને પૂરી કરે છે તે જો કે જિંદગીમાં તેમનો ફરમાંબરદાર રહ્યો હોય છતાં ખુદાની નજીક તેમનો નાફરમાન સમજવામાં આવશે. ['અલ અદબુલ મુફરદ']

## માતા સાથે સદ્‌વર્તન

[૧૦]

બહઝ બિન હકીમ (રહ.) પોતાના પિતાથી (અને) તેઓ પોતાના દાદાથી આ પ્રમાણે રિવાયત કરે છે કે :

'મેં રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું કે, હું એહસાનનો મામલો કોની સાથે કરું ?'

આપે ફરમાવ્યું,

'પોતાની માતા સાથે.'

મેં (ફરી) પૂછયું કે, કોની સાથે નેકી કરું ?

ફરમાવ્યું કે,

'પોતાની માતા સાથે.'

મેં ત્રીજી વખત ફરી પાછો એ જ સવાલ દોહરાવ્યો.

આપે ફરી પાછું ફરમાવ્યું કે,

'(પોતાની) માતા સાથે.'

મેં (ચોથી વખત ફરી પાછું) પૂછયું કે,

'કોની સાથે ભલાઈ કરું ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'પિતાજીની સાથે. (અને) તે પછી સગાઈમાં જે વધારે નજીક હોય તે અગ્રતાક્રમે છે.' **['અલ અદબુલ મુફરદ', 'મિશ્કાત']**

[૧૧]

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

'જે મુસલમાનના માતા–પિતા મુસલમાન છે અને તે સવારે અજર અને સવાબની નિય્યતથી તેમની ખિદમતમાં (સલામ અને મિઝાજપુર્સી–કુશળતા પૂછવા માટે) હાજર થાય છે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતના બે દરવાજા ખોલી દે છે અને જો માતા–પિતામાંથી એક છે તો જન્નતનો એક દરવાજો ખોલી દે છે અને જો બંનેમાંથી કોઈ એકને ખફા (નારાજ) કરી દીધાં અને ગુસ્સે કર્યા તો જ્યાં સુધી તે રાઝી અને ખુશ ન થાય, અલ્લાહ તઆલા પણ (રાઝી) નથી થતો.'

(ત્યાં હાજરજનોમાંથી) કોઈએ કહ્યું કે,

**'વ ઈન ઝલમાહુ કાલ વ ઈન ઝલમાહુ'**

અર્થાત્ જો માતા–પિતા તેના પર જુલમ કરે તો ?

(જવાબમાં ફરમાવ્યું કે) .

'હા, ભલેને તે બંને તેના પર જુલમ કરે.'



નોંધ :

આ હુકમ એ વાતના દલીલ છે કે માતા–પિતાના હક ઘણા વધારે છે. ભલેને તેમનાથી અવલાદના હકમાં કોઈ એવું કાર્ય થઈ પણ જાય જે ઈન્સાફના ખિલાફ છે તો પણ તેમની ફરમાંબરદારીથી મુખ મોડવું ન જોઈએ, કારણ કે અલ્લાહ તઆલાની રઝામંદી (પ્રસન્નતા) અને નારાઝગી માતા–પિતાની ખુશી અને નાખુશી પર મવકૂફ છે. ['અલ અદબુલ મુફરદ']

[૧૨]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'તે આદમી ઝલીલ (અપમાનિત) થાય, ફરી ઝલીલ થાય, ફરી ઝલીલ થાય !'

લોકોએ પૂછયું કે,

'હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

કોણ આદમી (ઝલીલ થાય ?)'

આપે ફરમાવ્યું કે,

'તે આદમી જેણે પોતાના માતા–પિતાને બુઢાપાની હાલતમાં પામ્યા. બંનેને પામ્યા કે (બંનેમાંથી) કોઈ એકને અને છતાં (તેઓની ખિદમત કરીને) જન્નતમાં દાખલ ન થયો.' ['મુસ્લિમ', 'અલ અદબુલ મુફરદ']

[૧૩]

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે,

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે :

'જો નેક અવલાદ માતા–પિતા પર મુહબ્બત ભરેલી એક નજર પણ નાંખે છે તો તેના બદલામાં ખુદા તેને એક મકબૂલ હજ્જનો સવાબ બખ્શે છે.'

લોકોએ પૂછયું કે,

'હે ખુદાના રસૂલ ! જો કોઈ એક દિવસમાં સો વખત એ જ રીતે રહમત અને મુહબ્બતની નજર નાખે (તો) ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જી હા, જો કોઈ સો વખત એવું કરે તો પણ ખુદા (તમારી કલ્પનાથી) ઘણો મહાન અને (તંગદિલી જેવા અયબોથી) બિલકુલ પાક છે.'

['મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

[૧૪]

એક શખ્સ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

મારી પાસે માલ છે અને મારા પિતાને મારા માલની જરૂરત છે.'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તમારો માલ અને તમે (બંને) પોતાના માતા–પિતા માટે છો. બેશક, તમારી અવલાદ તમારી પાક કમાઈ છે. એટલા માટે તમે પોતાની અવલાદની કમાઈથી તકલ્લુફ વગર (સંકોચ વગર) ખાઓ.'

['ઈબ્ને માજહ', 'અબૂ દાઉદ']

## માતા–પિતાના મોત પછી તેમના હક

[૧૫]

એક શખ્સે અરજ કરી,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

શું માતા–પિતાના મરવા પછી તેમની સાથે સુલૂક કરવાની કોઈ સૂરત બાકી છે ? (અર્થાત્ કોઈ સૂરત હોઈ શકે છે ?)

ફરમાવ્યું કે,

- 'તેમના માટે દુઆ કરવી (જેમાં જનાઝાની નમાઝ પણ શામેલ છે.)
- તેમના માટે ઈસ્તિગફાર કરવું.
- તેમના મરવા પછી તેમની વસિય્યતને પૂરી કરવી (એ શરતે કે તે વસિય્યત

શરીઅતના ખિલાફ ન હોય.)

■તેમના નિકટના લોકો (સગાં–સ્નેહીઓ)ની સાથે સિલએ રહમી (દયાળુ વર્તન) કરવું જે માત્ર તેમની નિકટતા (સગાઈ–સંબંધ)ના કારણે કરવામાં આવે (એ નિય્યતથી કે માતા–પિતાની પ્રસન્નતા પ્રાપ્ત થાય અને માતા–પિતાની પ્રસન્નતાથી અલ્લાહની પ્રસન્નતા હાસિલ થાય.) અને માતા–પિતાના દોસ્તોની તા'ઝીમ (આદર–સત્કાર) કરવું.'

['મિશ્કાત', 'અબૂ દાઉદ', 'અલ અદબુલ મુફરદ']

[૧૬]

હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જો કોઈ ખુદાનો બંદો જિંદગીમાં માતા–પિતાનો નાફરમાન રહ્યો અને માતા–પિતામાંથી કોઈ એકનો અથવા બંનેનો. એ જ હાલતમાં ઈન્તિકાલ થઈ ગયો તો હવે તેને જોઈએ કે તે પોતાના માતા–પિતાના માટે બરાબર (સતત) દુઆ કરતો રહે અને ખુદાથી તેમની બખ્શિશની દરખ્વાસ્ત કરતો રહે... અહીં સુધી કે ખુદા પોતાની રહમતથી તેને નેક લોકોમાં લખી દે.'

['બયહકી']

[૧૭]

માતા–પિતાની ખિદમતનો આ પણ એક ભાગ સમજવો જોઈએ કે તેમના ઈન્તિકાલ બાદ તેમની સાથે મળનારાઓની સાથે સુલૂક અને એહસાન કરવામાં આવે.

## માતા–પિતાના મિત્રોના હક

[૧૮]

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'પોતાના પિતાના દોસ્તોનો ખ્યાલ રાખો, તેમનાથી સંબંધ તોડી ન નાંખો. (એવું ન થાય કે તેમની દોસ્તી તોડી નાંખવાના કારણે) અલ્લાહ તઆલા તમારું નૂર બુઝાવી દે !' ['અલ અદબુલ મુફરદ']

# માતા–પિતા પર લા'નત મોકલવી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક હદીસમાં આ પ્રમાણે ઈરશાદ ફરમાવ્યો કે :

'સૌથી મોટો ગુનોહ એ છે કે, આદમી પોતાના માતા–પિતા પર લા'નત મોકલે.'

અરજ કરવામાં આવી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

કોઈ પોતાના માતા–પિતા પર કેવી રીતે લા'નત મોકલી શકે છે ? !'

ફરમાવ્યું કે,

'એવી રીતે કે, જ્યારે કોઈ, બીજા કોઈના માતા–પિતાને ભલું–બુરું કહેશે ત્યારે તે પણ તેના માતા–પિતા બંનેને બુરું–ભલું (અપશબ્દો) કહેશે.'

['બુખારી', 'સીરતુન્નબી (સલ.)']



# પતિ–પત્નીના હકો

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની બીવીઓના દરમિયાન હકોની વહેંચણીમાં ઈન્સાફ ફરમાવતા હતા (અને દુઆ ફરમાવતા હતા) કે,

'હે અલ્લાહ ! આ મારી વહેંચણી છે, તે ચીજોમાં જેના પર મારો કાબૂ છે, એટલે તું મને તે ચીજમાં મલામત ન કર જે ખાસ તારા કબજામાં છે અને મારા કબજામાં નથી (અર્થાત્ મુહબ્બત).' ['તિરમિઝી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરવામાં આવી કે,

'કઈ અવરત સૌથી સારી છે ?'

આપે ફરમાવ્યું કે,

'જે એવી હોય કે જ્યારે પતિ તેને જુએ (ત્યારે તેનું દિલ) ખુશ થઈ જાય અને જ્યારે તેને કોઈ હુકમ કરે ત્યારે તેનું પાલન કરે તથા પોતાની ઝાત અને માલની બાબતમાં કોઈ અણગમતી વાત કરીને તેની વિરુદ્ધ ન કરે.'

['નસાઈ', 'હયાતુલ મુસ્લિમીન']

**નોંધ :**

ખુશી અને ફરમાંબરદારી તથા મુવાફકત (સંમતિ)માં કેટલા મોટા ફાયદાઓ છે ! ['હયાતુલ મુસ્લિમીન']



બીજી એક હદીસમાં છે કે,

'જ્યારે પતિ કયાંક બહાર જાય તો તેની ગેરહાજરીમાં તેના ઘરબાર અને દરેક અમાનતની હિફાઝત કરે. ['સુનને અબી દાઉદ']



હઝરત હકીમ બિન મુઆવિયહ (રદિ.) રિવાયત કરે છે કે,

મેં અરજ કરી કે,

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !

અમારી પત્નીઓનો અમારા પર શું હક છે ?'

આપે ફરમાવ્યું કે,

'(તેના) એ (હક) છે કે :

- જેવું તમે ખાવો તેવું તેને પણ ખવડાવો.
- જેવા કપડાં (તમે) પહેરો તેવા તેને પણ પહેરાવો.
- તેને મોઢાં પર ન મારો.

(અર્થાત્ ભૂલ હોય તો પણ ન મારો અને ભૂલ વગર મારવું તો બધે જ બુરું છે.)

■ તેને બુરા ઠપકાં અને મહેણાં ન આપો.

■ તેની સાથે મેળ–મેળાપ ન છોડો, પરંતુ ઘરની અંદર અંદર રહીને.(અર્થાત્ રિસાઈને ઘરની બહાર ન જાઓ.)

['અબૂ દાઉદ', 'હયાતુલ મુસ્લિમીન']



હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'જે અવરત એ હાલતમાં વફાત પામે કે તેનો શવહર (પતિ) તેનાથી રાઝી (પ્રસન્ન) અને ખુશ હોય તે જન્નતમાં દાખલ થશે.'

['તિરમિઝી', 'મિશ્કાત']



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'ચાર ચીજો એવી છે કે જેને તે મળી જાય તેને દીન અને દુનિયાની ભલાઈ નસીબ થઈ ગઈ :

(૧) શુક્રગુઝાર દિલ,

(૨) હરેક હાલતમાં અલ્લાહ તઆલાને યાદ રાખનારી જબાન,

(૩) બલાઓ પર સબર કરવાવાળું શરીર અને

(૪) તે અવરત જે પોતાની ઝાત અને પોતાના પતિના માલમાં ખ્યાનત ન કરે.

['બયહકી', 'મિશ્કાત']



હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'અવરત પર સૌથી મોટો હક તેના પતિનો છે અને મર્દ પર સૌથી મોટોક હક તેની માતાનો છે.'

હઝરત અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'ત્રણ આદમી છે જેમની નમાઝ કબૂલ નથી થતી :

(૧) તે આદમી જે લોકો પર સરદારી કરે અને તે લોકો તેનાથી નારાઝ હોય.

(૨) તે અવરત જેનો પતિ તેનાથી નારાઝ હોય અને તેણી આરામથી પડીને સૂતેલી હોય.

(૩) તે આદમી જે પોતાના ભાઈની સાથે સંબંધ તોડી નાંખે. ['બુખારી']



હઝરત મુઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'ઈમાન ધરાવનાર અવરતના માટે એ જાઈઝ નથી કે તે પોતાના પતિના ઘરમાં કોઈ એવા શખ્સને આવવાની પરવાનગી આપે, જેનું આવવું તેના પતિને નાપસંદ હોય અને તે ઘરથી એવી હાલતમાં નીકળે જ્યારે તેનું નીકળવું પતિને નાપસંદ હોય અને અવરત પતિના મામલામાં કોઈની ઈતાઅત (તાબેદારી) ન કરે.' ['અત્તરગીબ વત્તરહીબ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે,

'જ્યારે કોઈ મર્દ રાતે પોતાની બીવીને જગાડે છે અને તેઓ બંને મળીને બે રકાત નમાઝ પઢે છે તો પતિનું નામ ઝિક્ર કરનારાઓમાં અને બીવીનું નામ ઝિક્ર કરનારીઓમાં લખી લેવામાં આવે છે.' ['અબૂ દાઉદ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું બયાન છે કે,

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જો કોઈ શખ્સની બે બીવીઓ હોય અને તેણે તેઓની સાથે ઈન્સાફ અને સમાનતાનો વર્તાવ ન કર્યો તો કિયામતના દિવસે તે શખ્સ એવી હાલતમાં આવશે કે તેનું અડધું ધડ પડી ગયું હશે.' ['તિરમિઝી']



નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે,

'અવરત જ્યારે

– પાંચે ય વખતની નમાઝો પઢે,

– પોતાની આબરૂની હિફાઝત કરે,

– પોતાના પતિની ફરમાંબરદારી કરે,

તો તે જન્નતમાં જે દરવાજાથી ચાહે દાખલ થઈ જાય !'

['અત્તરગીબ વત્તરહીબ']



નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'ખુદા કિયામતના દિવસે તે અવરતની તરફ નજર ઉઠાવીને પણ ન જોશે જે પતિની નાશુક્રગુઝાર હશે, જો કે અવરત કોઈ પણ સમયે પતિથી બેનિયાઝ નથી થઈ શકતી.' ['નસાઈ', 'અલ અદબુલ મુફરદ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'મોમિનના માટે ખુદાના ખૌફ પછી સૌથી વધારે ફાયદાકારક અને ખૈર તથા નેઅમતનો સબબ નેક બીવી છે કે,

– જ્યારે તે (પતિ) તેને (પત્નીને) કોઈ કામ માટે કહે તો તે ખુશદિલીથી પૂરું કરે.

– જ્યારે તે (પતિ) તેના (પત્ની) પર નજર નાખે તો તે તેને ખુશ કરી દે.

– જ્યારે તે (પતિ) તેના (પત્નીના) ભરોસા પર કસમ ખાય લેએ તો તે તેની કસમ પૂરી કરી દે.

– જ્યારે તે (પતિ) કયાંક ચાલ્યો જાય ત્યારે તે (પત્ની) તેની પાછળ (તેની ગેર હાજરીમાં) પોતાની ઈઝઝત અને આબરૂની હિફાઝત કરે અને પતિના માલસામાનની દેખરેખમાં પતિની ખૈરખ્વાહ (શુભેચ્છક) અને વફાદાર રહે.'

['ઈબ્ને માજહ', 'અલ અદબુલ મુફરદ']

## અવલાદના હકો

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદાત છે કે :–

[૧]

'મુસલમાનો ! ખુદા ચાહે છે કે તમે પોતાની અવલાદની સાથે વર્તાવ કરવામાં ઈન્સાફને હાથમાંથી ન જવા દો.' ['તબરાની']

[૨]

'જે મુસલમાન પોતાની દીકરીને ઉમદા કેળવણી આપે અને તેને ઉમદા તાલીમ આપે અને તેની પરવરિશ કરવામાં સારો એવો ખર્ચ કરે તે દોઝખની આગથી મહફૂઝ રહેશે.' ['તબરાની']

[૩]

'મુસલમાનો ! પોતાની અવલાદની કેળવણી સારી રીતે કરતા રહો !' ['તબરાની']

[૪]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે,

'બાપ પોતાની અવલાદને જે કંઈ આપી શકે છે તેમાં સૌથી બેહતર ભેટ અવલાદની સારી તાલીમ અને કેળવણી છે.' ['મિશ્કાત']

[૫]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે,

'પોતાના બાળકોને નમાઝ પઢવાની સૂચના આપો, જ્યારે તે સાત વરસના થઈ જાય અને નમાઝના માટે તેમને સજા કરો જ્યારે તેઓ દસ (૧૦) વરસના થઈ જાય અને આ ઉંમરે પહોંચે પછી તેમના બિસ્તર અલગ કરી દો.' ['મિશ્કાત શરીફ']

[૬]

'લોકો ! તમે કિયામતમાં પોતાના અને (પોતાના) પિતાઓના નામોથી બોલાવવામાં આવશો એટલે તમે પોતાના નામો સારાં રાખ્યા કરો. ['અબૂ દાઉદ']

[૭]

'જે નામમાં ઈબ્રત (બોધપાઠ) અને ખુદાની તા'રીફ જાહેર થાય છે તે નામ અલ્લાહને ઘણું પ્યારું છે.' ['બુખારી']

[૮]

'સૌથી પ્રથમ પોતાના અહલો અયાલ (બીવી બચ્ચાંઓ) પર ખર્ચ કરવું જરૂરી છે, તે પછી જે લોકો સગાઈમાં નજીક હોય તેના પર ખર્ચ કરવું જોઈએ.' ['તબરાની']

[૯]

– 'એક દીનાર અલ્લાહના રસ્તામાં જિહાદ કરવામાં ખર્ચ કરવામાં આવે,
– એક દીનાર જે કોઈ ગુલામને આઝાદ કરાવવા માટે (ખર્ચ કરવામાં આવે),
– એક દીનાર જે કોઈ મિસ્કીનને આપવામાં આવે અને
– એક દીનાર જે પોતાના અહલો અયાલ (ઘરવાળાઓ) પર ખર્ચ કરવામાં આવે,

તો એ બધાંમાં અજર અને સવાબના લિહાઝથી અફઝલ તે દીનાર છે, જે અહલો અયાલ (ઘરવાળાઓ)ના ખાવા–પીવા પર ખર્ચ કરવામાં આવે.' ['મુસ્લિમ']

[અર્થાત્ બાળકો પર ખર્ચ કરવું પણ સવાબ અને ઈબાદતના દરજ્જામાં છે, એટલા માટે તેઓ પર તંગી ન કરવામાં આવે.]

## અવલાદનાં નામ અને અદબ

[૧૦]

હઝરત અબૂ વહબ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

– 'તમે પયગમ્બરોના નામ પર નામ રાખ્યા કરો !
– અલ્લાહ તઆલાની નજીક વધારે પ્યારાં નામો અબ્દુલ્લાહ અને અબ્દુર્રહમાન છે અને
– સૌથી સાચું નામ હારિસ અને હુમામ છે.' ['અબૂ દાઉદ', 'નસાઈ']

[૧૧]

હઝરત હુબ્બહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે મુસલમાનોના ત્રણ બાળકો પુખ્ત વયના થવા પહેલાં મરી ગયાં તેમને (બાળકોને) કિયામતના દિવસે લાવીને જન્નતના દરવાજા પર ઊભા રાખીને કહેવામાં આવશે,

''જન્નતમાં દાખલ થઈ જાઓ !''

તેઓ કહેશે,

''(અમે ત્યારે (જ) જન્નતમાં દાખલ થઈશું જ્યારે) અમારા માતા–પિતા પણ દાખલ થાય.''

એથી તેઓને એ કહેવામાં આવશે ક,

''સારું, તમે પણ જન્નતમાં દાખલ થાઓ અને તમારા માતા–પિતા પણ.'' ['તબરાની', 'કબીર']

## છોકરીઓની પરવરિશ

[૧૨]

હદીસ શરીફમાં છે કે :

જ્યારે કોઈને ત્યાં છોકરી જન્મે છે ત્યારે ખુદા તેને ત્યાં ફરિશ્તા મોકલે છે.

ફરિશ્તા આવીને કહે છે,

'હે ઘરવાળાઓ ! તમારા પર સલામતી થાઓ !' (પછી) તેઓ છોકરીને પોતાની પાંખોની છાયામાં લે છે અને તેના માથા પર હાથ ફેરવતા કહે છે,

'આ કમજોર જાન છે જે એક કમજોર જાનથી જન્મી. જે આ બાળકીની દેખભાળ અને પરવરિશ કરશે (તો) કિયામત સુધી ખુદાની મદદ તેની સાથે રહેશે.' ['તબરાની']

[૧૩]

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ પણ છોકરીઓના જન્મના ઝરીઆથી અજમાવવામાં આવે

અને (તે શખ્સ) તેમની (છોકરીઓની) સાથે સારો વર્તાવ કરીને કસોટીમાં કામિયાબ થાય તો આ છોકરીઓ તેના માટે કિયામતના દિવસે જહન્નમની આગથી ઢાલ બની જશે.' ['મિશ્કાત']

## નેક અવલાદ

[૧૪]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'બંદો જ્યારે મરી જાય છે ત્યારે તેના આમાલનો સિલસિલો તૂટી જાય છે, પરંતુ ત્રણ ચીજો (એવી છે કે જેનો સવાબ સતત મળતો રહે છે :)

(૧) સદકએ જારિય્યહ.

(૨) તે ઈલ્મ જેનાથી ફાયદો મેળવવામાં આવતો રહે અને

(૩) સાલિહ અને નેક અવલાદ જે તેના માટે દુઆ કરતી રહે.

['અદબુલ મુફરદ']

## વસિય્યત

[૧૫]

હદીસ શરીફમાં છે કે :

'દરેક મુસલમાન જેની પાસે વસિય્યત કરવાના કાબિલ કોઈ ચીજ હોય (તો) તેના પર એ હક છે કે બે રાતો તેના પર ન વીતે, પરંતુ એ કે વસિય્યત તેની પાસે હાજર હોય.'

[૧૬]

હદીસ શરીફમાં છે કે :

'જો એક બેટાને કોઈ ચીજ આપો તો બીજાને પણ તેવી જ આપો, નહીંતર નાઈન્સાફી બુરી વાત છે.' ['તિરમિઝી']

# નાજાઈઝ વસિય્યત

[૧૭]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'કોઈ મર્દ અને એ જ પ્રમાણે કોઈ અવરત સાઠ (૬૦) વરસ સુધી અલ્લાહ તઆલાની ઈબાદત અને ઈતાઅતમાં વીતાવી દે છે, પછી (જ્યારે) તેમના મરવાનો વખત આવે છે તો વસિય્યતના ઝરીયાથી વારસદારોને નુકસાન પહોંચાડી દે છે તો બંનેના માટે જહન્નમ વાજિબ થઈ જાય છે.'

તે પછી હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ હદીસની વાતના ટેકામાં કુર્આન શરીફની આયત પઢી :

**'મિમ્બઅ્દિ વસિય્યતિંય્ યૂસા બિહા અવ્દયનિન ગય્ર મુદાર્રિન વસિય્યતમ્ મિનલ્લાહિ વલ્લાહુ અલીમુન હકીમ. તિલ્ક હુદૂદુલ્લાહિ વ મંય્ યુતિઈલ્લાહ વ રસૂલહૂ યુદ્ખિલ્હુ જન્નાતિન તજ્રી મિન તહ્તિહલ્ અન્હારુ ખાલિદીન ફીહા વ ઝાલિકલ્ ફવ્ઝુલ અઝીમ.'**

**['સૂરએ નિસાઅ્ : આયત ૧૨,૧૩]**

**ભાવાર્થ :**

જે વસિય્યત કરવામાં આવી હોય તે બાદ કર્યા પછી અથવા દેવું (હોય તો તે ચૂકવ્યા પછી) ત્રીજા ભાગમાં સૌ ભાગિયા છે, એ શરતે કે (વસિય્યત કરનાર) બીજાઓનું નુકસાન ન કરે. આ હુકમ અલ્લાહનો છે અને અલ્લાહ સઘળું જાણનાર (અને) સહનશીલ છે.

આ બધા હુકમો અલ્લાહના નિર્માણ કરેલા કાનૂનો છે અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલનું સંપૂર્ણ ફરમાન ઉઠાવશે અલ્લાહ તેને એવી જન્નતમાં દાખલ કરશે જેના (મહેલો) તળે નહેરો વહેતી હશે. તેઓ તેમાં સદા રહેશે અને એ જ મહાન સફળતા છે.



# ભાઈ-બહેનના હકો

## મોટા ભાઈ-બહેન અને દીકરીઓના હકો

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મોટા ભાઈનો હક નાના ભાઈ પર એવો જ છે જેવો બાપનો હક બેટા પર.' ['મિશ્કાત', 'હયાતુલ મુસ્લિમીન']



હઝરત અનસ (રદિ.) કહે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જેણે પરવરિશ કરી બે યા ત્રણ બેટીઓની અથવા બે યા ત્રણ બહેનોની, અહીં સુધી કે તેઓ તેનાથી અલગ થઈ જાય (શાદી બાદ) અથવા મરણ પામે તો હું અને તે શખ્સ જન્નતમાં એવી રીતે પાસ પાસે હોઈશું (જેવી રીતે આ બે આંગળીઓ.)'

અને આપે પોતાની શહાદતની આંગળી તેમ જ વચલી આંગળી તરફ ઈશારો ફરમાવ્યો. ['અલ અદબુલ મુફરદ']

# યતીમના હકો

## યતીમ પર રહમ કરવી

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે આદમી કોઈ યતીમ છોકરા કે છોકરી સાથે નેકી અથવા ભલાઈથી પેશ આવતો હોય (તો) હું અને તે બંને જન્નતમાં પાસ પાસે હોઈશું, જેવી રીતે મારા હાથાની આ બંને આંગળીઓ નજીક નજીક છે.'

(આપે પોતાના મુબારક હાથની બંને આંગળીઓને મેળવીને ઈશારો ફરમાવ્યો.) ['અકીમ અન અનસ', 'અલ અદબુલ મુફરદ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'મુસલમાનોના ઘરોમાં સૌથી બેહતર ઘર તે છે જેમાં કોઈ યતીમ હોય અને તેની સાથે સારો વર્તાવ કરવામાં આવતો હોય અને મુસલમાનોમાં સૌથી બદતર ઘર તે છે જેમાં કોઈ યતીમ હોય અને તેની સાથે બુરો વર્તાવ કરવામાં આવતો હોય.' ['ઈબ્ને માજહ']



'યતીમનો માલ ખાનારાઓ એવી હાલતમાં કબરોમાંથી ઉઠાવવામાં આવશે કે તેમના મોઢાઓમાંથી આગની જવાળાઓ નીકળતી હશે !'

['અબૂ યઅ્લા']

## યતીમની પરવરિશ

હઝરત અવફ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે,

'હું અને કાળા ગાલોવાળી અવરત કિયામતના દિવસે આવી રીતે હોઈશું.'

(આ હદીસના એક રિવાયતકર્તા યઝીદ બિન ઝરીઅએ વચમાંની અને શહાદતની આંગળીની તરફ ઈશારો કરીને બતાવ્યું કે જેવી રીતે આ આંગળીઓ નજીક નજીક છે એ જ રીતે આપ અને તે અવરત કિયામતના દિવસે નજીક નજીક હશે.)

અને કાળા ગાલોવાળી અવરત વિશે ચોખવટ કરતાં બતાવ્યું કે,

'એનાથી મુરાદ તે અવરત છે, જેનો પતિ મરી ગયો હોય યા તેણે તલાક આપી દીધી હોય અને તે અવરત જાહોજમાલ (સમૃદ્ધિ અને સૌંદર્ય) ધરાવતી હોય, પરંતુ તેણીએ યતીમ બાળકોની પરવરિશના ખ્યાલથી બીજા નિકાહ ન કર્યા હોય અને પોતાની ખ્વાહિશાત (મનેચ્છાઓ)ને રોકેલી હોય,

અહીં સુધી કે તેણીના બાળકો જુવાન થઈને તેનાથી અલગ થઈ ગયા હોય કે મરી ગયા હોય.' ['અબૂ દાઉદ', 'મિશ્કાત', 'હયાતુલ મુસ્લિમીન']

## યતીમ સાથે મુહબ્બત અને માયા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જે શખ્સ યતીમના માથા પર હાથ ફેરવે અને માત્ર અલ્લાહના માટે ફેરવે તો જેટલા બાલો પર તેનો હાથ ફરશે તેટલી નેકીઓ તેને મળશે અને જે શખ્સ યતીમ છોકરા કે છોકરીની સાથે એહસાન કરે જે તેની પાસે રહેતા હોય, તો હું અને તે (શખ્સ) જન્નતમાં એવી રીતે રહીશું જેવી રીતે શહાદતની આંગળી અને વચલી આંગળી પાસ પાસે છે.'

['બિહિશ્તી ઝેવર']

## સિલએ રહમી

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'લોકો ! તમારે પોતાના હસબ–નસબ (કુળ અને ખાનદાન) વિશે એટલા પ્રમાણમાં માહિતી મેળવવી જરૂરી છે, જેના કારણે તમે પોતાના રિશ્તેદારો–સગાંઓની સાથે સિલએ રહમી (દયાળુ અને ઉદાર વર્તન) કરી શકો.(જેવા કે : બાપ, દાદા, માતાઓ, દાદીઓ અને તેમની અવલાદ. મર્દ અને અવરતના (નામોથી) તેમને ઓળખવા અને તેમના નામો યાદ રાખવા જરૂરી છે, કારણકે એ જ 'ઝુલ અરહામ' કહેવાય છે અને તેમની જ સાથે સિલએ રહમી–દયાળુ અને ઉદાર વર્તન કરવાનો હુકમ છે) કારણ કે સિલએ રહમી કરવાથી સગાંઓમાં મુહબ્બત પયદા થાય છે, માલમાં વૃદ્ધિ અને બરકત થાય છે તથા ઉંમરમાં વધારો થતો રહે છે.' ['તિરમિઝી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

એક શખ્સે અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

મારા કેટલાક સગાંઓ છે અને અજબ પ્રકારનો સ્વભાવ ધરાવે છે ! હું તેમની સાથે સિલએ રહમી (દયાળુ એને ઉદાર વર્તન) કરું છું અને તેઓ મારાથી સંબંધો તોડે છે ! હું તેમની સાથે નેકી કરું છું અને તેઓ મારી સાથે જહાલત કરે છે !'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એના જવાબમાં ફરમાવ્યું કે,

'જો ખરેખર તું એવો જ હોય જેવું તું કહે છે તો જાણે તું તેમના મોઢામાં ગરમ ગરમ રાખ નાંખે છે ! (અર્થાત્ તારી દેણ તેમના હકમાં હરામ છે અને તેમના પેટમાં આગનો હુકમ ધરાવે છે.) અલ્લાહ તઆલા હમેશાં એના પર તારી મદદ કરતો રહેશે જ્યાં સુધી તું આ શફક્કત (મહેરબાની અને ઉદારતા) પર કાયમ રહેશે.' **['મુસ્લિમ', 'અલ અદબુલ મુફરદ']**



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા કે,

'જુમેરાતની સાંજે—જુમ્આની રાતે લોકોના આ'માલ અલ્લાહ તઆલાની બારગાહમાં પેશ કરવામાં આવે છે, જેથી અલ્લાહ તઆલા સગાઈ-સંબંધ તોડનારના આ'માલ કબૂલ નથી કરતો.' **['અલ અદબુલ મુફરદ']**



હઝરત અબૂ હુરયરહ (રદિ.) મર્ફૂઅન રિવાયત કરે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ત્રણ ચીજો એવી છે કે જો તે કોઈ શખ્સમાં હશે તો અલ્લાહ તઆલા તેનો હિસાબ સહૂલત અને આસાનીથી લેશે અને પોતાની રહમતથી જન્નતમાં દાખલ કરશે.'

પૂછવામાં આવ્યું કે,

'યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

તે (ત્રણ ચીજો) કઈ છે ?'

આપે ફરમાવ્યું,

(૧) 'જે તમને મહરૂમ કરે તેને આપો !

(૨) જે તમારાથી રિશ્તો તોડે તેની સાથે સંબંધ જોડો ! અને

(૩) જે તમારા પર જુલ્મ કરે તેને માફ કરી દો !

જ્યારે તું આ (ત્રણ કામો) કરી લેશે તો અલ્લાહ તઆલા તને જન્નતમાં લઈ જશે.'

['તબરાની' અને 'અલ હાકિમ'એ (આ હદીસને) સહીહ સનદોવાળી કહી છે. **'અદબુલ મુફરદ'**]



હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદાત છે કે :

— નજીકનાં સગાંઓની સાથે ભલાઈ કરવું ઉંમરને લાંબી કરે છે અને

— છુપી રીતે ખયરાત કરવું ખુદાના ગુસ્સાને ઠંડો કરે છે.

**['અલ ફઝાઈ અન ઈબ્ને મસ્ઊદ']**



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,
'અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :
મારું નામ અલ્લાહ છે.
મારું નામ રહમાન છે.
મેં મારા નામને રહમની સાથે જોડયું છે.
જે એને મેળવશે (જોડશે) હું તેને મેળવીશ (જોડીશ) અને
જે કતઅ રહમી કરશે (રહમને છોડશે) હું તેને છોડીશ.'

**['તિરમિઝી', 'અબૂ દાઊદ']**



શાબાનની પંદરમી રાતમાં લગભગ બધાં લોકો આઝાદ કરી દેવામાં આવે છે. (અર્થાત્ તેમના ગુનાહો માફ કરી દેવામાં આવે છે) પરંતુ

— રહમને છોડી દેનાર

— મા–બાપનો નાફરમાન અને

— શરાબનો વ્યસની

એ ત્રણને આ રાતમાં પણ આઝાદ કરવામાં આવતા નથી !

**['બયહકી', 'તિરમિઝી', 'અબૂ દાઉદ']**

## પડોશીના હકો

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'મને તે પરવરદિગારની કસમ જેના સમર્થ કબજામાં મારી જાન છે કે કોઈ મુસલમાન મુસલમાન નથી, જ્યાં સુધી કે તે પોતાના પડોશીના માટે તે જ ભલાઈ ન ચાહે જે પોતાના માટે ચાહે છે.'

**['સહીહ મુસ્લિમ', 'અલ અદબુલ મુફરદ']**



હઝરત મુઆવિયહ બિન હીદહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'પડોશીના હક આ છે કે :

– જો તે બીમાર થઈ જાય તો તેની બીમારપુર્સી કરવામાં આવે.
– જો તે મરી જાય તો તેના જનાઝાની સાથે જાય.
– જો તે ઉધાર માંગે તો તેને કરજ આપે.
– જો તે નગ્ન છે તો તેને કપડાં પહેરાવે.
– જો કોઈ ખુશી તેને હાસિલ થાય તો તેને મુબારકબાદ આપે.
– જો કોઈ મુસીબત તેના ઉપર આવી પડે તો તેને સાંત્વન આપે.
– પોતાના મકાનને તેના મકાનના કરતાં ઊંચું ન કરે, જેથી તે હવાથી મહરૂમ ન રહે અને
– પોતાના ચુલાના ધુમાડાથી તેને નુકસાન ન પહોંચાડે. **['તબરાની']**



હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

'જ્યારે કોઈ મુસલમાન બંદો મરી જાય છે અને તેના સૌથી નજીકના

પડોશીઓમાંથી ત્રણ આદમી તેના માટે ખૈર (ભલા હોવાની) ગવાહી આપતા હોય તો અલ્લાહ તઆલા ફરમાવે છે :

''મેં બંદાઓની શહાદત (ગવાહી) તેમની જાણ પ્રમાણે કબૂલ કરી લીધી અને જે કંઈ હું જાણું છું તેને મેં બખ્શી દીધાં !'' ['મુસ્નદે અહમદ']



## દોસ્તનો હક

ઈબ્ને ઔન (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'પોતાના દોસ્તના માન–સન્માન, આદર–સત્કાર એવી રીતે ન કરો જે તેને બોજારૂપ લાગે.'

નોંધ :

અર્થાત્ દરેક શખ્સની સાથે તેના મરતબા પ્રમાણે વર્તાવ કરો.

# મુસલમાનોના હકો

## મુસ્લિમની હિફાઝત

અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) રિવાયત કરે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે,

'સંપૂર્ણ મુસલમાન તો તે છે, જેની જબાન અને હાથની ઈજાથી તમામ મુસલમાન મહફૂઝ (સુરક્ષિત) રહે અને પાકો મુહાજિર તે છે જે આ તમામ વાતોને છોડી દે, જેની અલ્લાહ તઆલાએ મનાઈ ફરમાવી છે.

['બુખારી', 'મુસ્લિમ']



'તિરમિઝી' અને 'નસાઈ'એ આ હદીસમાં એટલો બીજો વધારો કર્યો છે કે,

'કામિલ (પરિપૂર્ણ) મોમિન તે છે જેને લોકો પોતાની જાન અને માલના બારામાં અમાનતદાર સમજે.' ['તર્જુમાનુસ્સુન્નહ']

## દોસ્તોને જુદા કરવા

હઝરત અબ્દુર્રહમાન બિન ગનમ (રદિ.) અને

હઝરત અસ્મા બિન્તે યઝીદ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'ખુદાના બંદાઓમાં સૌથી બદતર તે લોકો છે જેઓ ચાડી–ચુગલીઓ કરે છે અને દોસ્તોમાં જુદાઈ પડાવી દે છે ...(છેવટે સુધી)'

['અહમદ', 'બયહકી']

## દોસ્તોના દિલ તોડવા

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :

તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે,

આપે ફરમાવ્યું કે,

'પોતાના ભાઈ (મુસલમાન)થી (કારણ વગર) વાદ–વિવાદ ન કર્યા કરો ! અને ન તેનાથી (એવી) ગમ્મત કે વિનોદ કરો (જે તેને નાપસંદ હોય) અને ન કોઈ એવો વાયદો કરો જેને તમે પૂરો ન કરો !'

['તિરમિઝી']

નોંધ :

અલબત્ત, જો કોઈ ઉઝરના કારણે (વાયદો) પૂરો કરી ન શકો તો મા'ઝૂર છો.

ઝૈદ બિન અરકમ (રદિ.)એ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરી છે કે,

'કોઈ શખ્સ પોતાના ભાઈને વાયદો કરે અને તે વખતે વાયદો પૂરો કરવાની નિય્યત હતી, પરંતુ વાયદો પૂરો કરી નહીં શકયો અને (જો આવવાનો વાયદો હતો, પરંતુ) સમય પર આવી ન શકયો (તેનો એ જ મતલબ છે કે, કોઈ ઉઝરના કારણે એવું થઈ ગયું) તો તેના પર ગુનોહ ન થશે.' ['અબૂ દાઉદ', 'તિરમિઝી', 'હયાતુલ મુસ્લિમીન']



## મશ્વેરો આપવો

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જ્યારે તમારામાંથી કોઈ શખ્સ પોતાના (મુસલમાન) ભાઈથી મશ્વેરો લેવા ચાહે તો તેને મશ્વેરો આપવો જોઈએ.'

['ઈબ્ને માજહ', 'હયાતુલ મુસ્લિમીન']

## લોકો પર દયા કરવી

હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'અલ્લાહ તઆલા એવા શખ્સ પર રહમ નથી ફરમાવતો જે લોકો પર રહમ (દયા) નથી કરતો.' ['બુખારી', 'મુસ્લિમ']

## મુસલમાનોને તુચ્છ સમજવું

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક હદીસમાં ફરમાવ્યું કે,

■ 'આદમીના માટે આ બુરાઈ કાફી છે કે તે પોતાના ભાઈ મુસલમાનને તુચ્છ સમજે (અર્થાત્ જો કોઈનામાં આ વાત હોય અને બીજી કોઈ બુરાઈની વાત ન હોય તો પણ એમાં બુરાઈની કમી નથી.)

■ (એક) મુસલમાનની બધી ચીજો બીજા મુસલમાન પર હરામ છે :

– તેનો જાન,

– તેનો માલ અને

– તેની આબરૂ

(અર્થાત્ ન તેના જાનને તકલીફ દેવું જાઈઝ છે, ન તેના માલનું નુકસાન કરવું જાઈઝ છે કે ન તેની આબરૂને કલંક લગાડવું જાઈઝ છે. દાખલા તરીકે : તેના ઐબ ખોલવા, તેની ગીબત કરવી..વગેરે.)

['મુસ્લિમ', 'હયાતુલ મુસ્લિમીન']

## દોસ્તથી મુલાકાત કરવું

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'જ્યારે કોઈ મુસલમાન પોતાના ભાઈની બીમારપુર્સી કરે છે અથવા એમ જ મુલાકાતના માટે જાય છે ત્યારે અલ્લાહ તઆલા ફરમાવે છે :

''તું પણ પાકીઝા છે અને તારું ચાલવું પણ. તેં જન્નતમાં પોતાનું સ્થાન મેળવી લીધું.''

['તિરમિઝી']

## મુસ્લિમના હકો

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'(એક) મુસલમાનના (બીજા) મુસલમાન પર છ (૬) હકો છે'

(તે વખતે આ છ હક બતાવવાનો જ મોકો હતો.)

અરજ કરવામાં આવી કે,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

તે (છ હકો) કયા છે ?'

આપે ફરમાવ્યું કે,

(૧) જ્યારે તેને મળે ત્યારે તેને સલામ કરે.

(૨) જ્યારે તે તને બોલાવે ત્યારે કબૂલ કરે.

(૩) જ્યારે તારાથી ખૈર ખ્વાહી (શુભેચ્છા) ચાહે ત્યારે તેની ખૈરખ્વાહી કરે.

(૪) છીંકે અને **'અલ્હમ્દુલિલ્લાહ'** કહે ત્યારે **'યરહમુકલ્લાહ'** કહે.

(૫) જ્યારે (તે) બીમાર પડે ત્યારે (તેની) ઈયાદત (બીમારપુર્સી ) કરે અને

(૬) જ્યારે (તે) મરી જાય ત્યારે તેના જનાઝાની સાથે જાય.

**['તિરમિઝી', 'હયાતુલ મુસ્લિમીન']**

## સંબંધો તોડવા

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા કે,

'કોઈ શખ્સના માટે આ જાઈઝ નથી કે મો'મિનને ત્રણ દિવસ સુધી છોડી રાખે, જ્યારે ત્રણ દિવસ વીતી જાય તો તેને જોઈએ કે તે તેને મળે અને સલામ કરે. જો (બીજાએ) સલામનો જવાબ આપી દીધો તો બંને અજર અને સવાબમાં શરીક થશે અને જો સલામનો જવાબ ન આપ્યો તો સલામ કરનાર જવાબદારીમાંથી મુકત થઈ ગયો. તેના પર સંબંધ તોડવાનો ગુનોહ નહીં રહ્યો.' **['અલ અદબુલ મુફરદ', 'બુખારી', 'મુસ્લિમ']**

## મુસલમાનોની આબરૂના હક

હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો,

- 'જે શખ્સ કોઈ મુસલમાનને એવા મોકા પર ઝલીલ કરશે જ્યાં તેની બેઇજ્જતી થાય કે તેની ઇજ્જતમાં કંઈક કમી આવે તો અલ્લાહ તઆલા તેને એવા મકામમાં ઝલીલ કરશે જ્યાં તે અલ્લાહ તઆલાની મદદનો તલબગાર હશે.
- અને જે શખ્સ કોઈ એવી જગાએ કોઈ મુસલમાનની મદદ કરશે જ્યાં તેની

બેઇજ્જતી અને અપમાન થતા હોય તો અલ્લાહ તઆલા એવા મકામ પર તેની મદદ કરશે જ્યાં તેને અલ્લાહ તઆલાની મદદની જરૂરત હશે.'

['અબૂ દાઉદ']

## રસ્તાના હકો

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કે,

'તમે રસ્તામાં બેસવાથી બચો ! અને જો તમે બેસવાથી બચી શકતા ન હો તો રસ્તામાં બેસવાના હક અદા કરો !'

સહાબા (રદિ.)એ પૂછ્યું કે,

'યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

રસ્તાના હકો કયા છે ?'

આપે ફરમાવ્યું કે,

- આંખોને બંધ કરવી (અર્થાત્ હરામ ચીજો પર નજર ન નાંખે.)
- ઈજાથી દૂર રહેવું (અર્થાત્ કોઈ વર્તન એવું ન કરે જેનાથી રસ્તે જનારાઓને તકલીફ થાય. દાખલા તરીકે : રસ્તો તંગ–સાંકડો કરી દે.)
- સલામનો જવાબ આપવો (જવાબ આપવો એટલા માટે ફરમાવ્યું કે સુન્નત એ છે કે ચાલનારો બેસેલાને સલામ કરે.)
- લોકોને શરીઅતની વાતોનો હુકમ કરે અને શરીઅત વિરુદ્ધની વાતોથી મનાઈ કરે.

['મિશ્કાત']

## બીમારના હકો અને બીમારપુર્સી

'મુસલમાનો ! જ્યારે તમે કોઈ બીમારની પાસે જાઓ ત્યારે તેને લાંબું જીવવાની ખુશખબર આપો, કારણ કે તમારા કહેવાથી કોઈ ઈન્સાનની જિંદગી લાંબી નથી થઈ શકતી, પરંતુ બીમારનું મન ખુશ થઈ જશે.'

['તિરમિઝી', 'ઈબ્ને માજહ અન અબી સઈદ']



'બીમારની યોગ્ય બીમારપુર્સી એ છે કે મિજાઝપુર્સી કરનાર તેની પાસેથી જલદી ઊઠી જાય.' ['મુસ્નદુલ ફિરદૌસ લિદયલમી']

## ગરીબના હકો

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે :

'જેણે મારી મખ્લૂકમાંથી કોઈ એવા કમજોર—નબળાની સાથે ભલાઈ કરી જેનો કિફાયત કરનારો (કફાલત અર્થાત્ ભરણપોષણ કરનારો) કોઈ ન હતો તો એવા બંદાની કિફાયત અને કફાલતનો હું જામીન છું.' ['ખતીબ']



## જાનવરોના હકો

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

દરેક લાગણીશીલ (સંવેદનશીલ) જાનવર જેને ભૂખ—પ્યાસની તકલીફ થતી હોય, તેને ખવડાવવા—પીવડાવવામાં સવાબ છે.'

['બુખારી', 'મુસ્લિમ']

## રાજા અને પ્રજાના હકો

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'બાદશાહ પૃથ્વી પર (પ્રજા પર રહમત અને શફકત કરવામાં) ખુદાની છાયા હોય છે. ખુદાના બંદાઓ જેઓ મઝલૂમ (પીડિત) હોય આ છાયામાં પનાહ (આશરો) લે છે. જો તે (બાદશાહ) ઈન્સાફ કરે તો તેને સવાબ આપવામાં આવે છે અને પ્રજાએ તેનો શુક્ર અદા કરવો વાજિબ હોય છે અને જો તે જુલમ કરે યા ખુદાની અમાનતમાં ખ્યાનત (અપ્રામાણિકતા) કરે તો ગુનાહનો બોજ તેના પર છે અને રૈયતે સબર કરવું લાઝિમ છે.'

['બયહકી', 'મિશ્કાત']

હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'મુસલમાનો ! પોતાના હુકમરાનો (શાસકો—હાકિમો)ને બુરું ન કહો અને ખુદાથી તેમની ભલાઈની દુઆ માંગ્યા કરો, કારણ કે તેમની ભલાઈમાં તમારી ભલાઈ છે.' ['તબરાની']



હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

■ 'મુસલમાનો ! તમારામાંથી દરેક હુકમરાન (શાસક—હાકિમ) છે અને દરેકને તેની રૈયત (પ્રજા) વિષે પૂછપરછ કરવામાં આવશે. જે આદમી લોકો પર હુકૂમત કરે છે તે તેમનો હાકિમ છે અને લોકો તેની રૈયત (પ્રજા) છે. એટલે હાકિમથી તેની રૈયત (પ્રજા) વિશે પૂછપરછ કરવામાં આવશે.

■ દરેક આદમી પોતાના ઘરવાળાઓનો હાકિમ છે અને ઘરવાળાઓ તેની પ્રજા છે એટલે દરેક આદમીથી તેના ઘરવાળાઓ વિશે પૂછપરછ થશે.

■ દરેક અવરત પોતાના ખાવિંદ (પતિ)ના ઘર પર હાકિમ છે અને પતિનું ઘર તેની પ્રજા છે એટલે દરેક અવરતથી તેના પતિના ઘર સંબંધમાં પૂછપરછ કરવામાં આવશે.

■ દરેક નોકર પોતાના માલિકના માલ—સામાન પર હાકિમ છે અને માલિકનો માલ—સામાન તેની પ્રજા છે એટલે દરેક નોકરથી તેના માલિકના માલ—સામાન સંબંધમાં પૂછપરછ કરવામાં આવશે.'

['મુસ્નદે ઈમામ અહમદ', 'બુખારી', 'મુસ્લિમ', 'અબૂ દાઉદ', 'તિરમિઝી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'મુસલમાનો !

જ્યારે –

તમારો હાકિમ નેકદિલ હોય,

C
4

તમારો અમીર ફય્યાઝ (ઉદાર) હોય અને તમારા મુઆમલાતનો પાયો મશ્વેરા પર હોય, ત્યારે ધરતીની સપાટી ઉપર તમારું રહેવું, ધરતીના પેટમાં (કબરમાં) જવાથી બેહતર છે અને જ્યારે–

તમારો હાકિમ શરીર (દુરાચારી) હોય,

તમારો અમીર બખીલ (કંજૂસ) હોય અને

તમારા મુઆમલાતનો નિર્ણય અવરતોના અભિપ્રાય પર હોય,

ત્યારે –

જમીનના પેટમાં તમારું જવું, જમીન પર રહેવા કરતાં બેહતર છે.

['તિરમિઝી']

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'હાકિમના હુકમને સાંભળવો અને તેનું પાલન કરવું દરેક મુસલમાન પર ફર્ઝ છે, ભલે હુકમ પસંદ ન આવે. જ્યાં સુધી હાકિમ કોઈ ગુનાહનો હુકમ ન આપે અને જ્યારે તે કોઈ ગુનાહને હુકમ આપે ત્યારે મુસલમાન પર તેનું પાલન કરવું વાજિબ નથી.'

['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']



હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે,

'ગુનાહના કામમાં કોઈની તાબેદારી વાજિબ નથી. તાબેદારી માત્ર નેક કામોમાં વાજિબ છે.' ['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']



હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'તમારા પર એવા હાકિમ મુકર્રર કરવામાં આવશે, જેઓ સારા કામો પણ કરશે અને બુરા કામો પણ કરશે. એટલે જે શખ્સે ઈન્કાર કર્યો અર્થાત્ તેના બુરા કામો વિશે તેના મોઢા પર કહી દીધું કે, તમારું આ કામ

શરીઅતની ખિલાફ છે તો તે પોતાની ફરજમાંથી મુકત થઈ ગયો અને જે શખ્સે એવું ન કર્યું અર્થાત્ તેને એટલી હિંમત ન થઈ કે તે જબાનથી કહી દે, પરંતુ દિલથી એ કામને બુરું સમજ્યો તો તે સાલિમ રહ્યો અર્થાત્ તેના ગુનાહમાં શરીક થવાથી સાલિમ (સુરક્ષિત) રહ્યો, પરંતુ જે શખ્સ તેના કામ પર રાજી થયો અને પયરવી કરી તો તે તેના ગુનાહમાં શરીક થયો.'

સહાબા (રદિ.)એ અરજ કરી,

'શું તેની સાથે લડે ? યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !'

આપે ફરમાવ્યું ,

'નહી, જ્યાં સુધી તે નમાઝ પઢે. નહીં, જ્યાં સુધી તે નમાઝ પઢે.' ['મુસ્લિમ', 'મિશ્કાત']

હઝરત વાઈલ બિન હજર સલ્મહ બિન યઝીદ (રદિ.)એ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું કે,

'હે ખુદાના નબી ! આપ એ બાબતમાં શું ફરમાવો છો કે,

જો અમારા પર એવો હાકિમ નિયુકત થયો હોય જે અમારાથી પોતાનો હકો માંગે અને અમારા હકોથી ઈન્કાર કરે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તેના હુકમોને સાંભળો અને તેની તાબેદારી કરો એટલા માટે કે તેના પર તે વાત ફર્ઝ છે જે તેણે પોતાના ઝિમ્મે લીધી છે અને તમારા પર તે ચીજ ફર્ઝ છે જે તમે ઉપાડી છે.' ['મુસ્લિમ', 'મિશ્કાત']



હઝરત તલ્હા બિન ઉબયદુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'ઝાલિમ અમીરની દુઆ કબૂલ નથી થતી.' ['હાકિમ']

બીજી હદીસમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'ત્રણ શખ્સોનો કલિમહ પણ કબૂલ નથી થતો, તેમાંથી એક તે હાકિમ છે જે પોતાની પ્રજા પર જુલમ કરે છે.' ['તબરાની']

હઝરત મઅકલ બિન યસાર (રદિ.) ફરમાવે છે કે,

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા છે કે,

'જે બંદાને અલ્લાહ તઆલા પ્રજાની દેખરેખ સોંપે અને તે ભલાઈ તથા ખયરખ્વાહીની સાથે દેખરેખ ન રાખે તે જન્નતની (સુ)ગંધ ન પામશે.'

['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']



હઝરત આયશા સિદ્દીકહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દુઆ કરતા સાંભળ્યા છે કે,

'હે અલ્લાહ ! જે શખ્સને મારી ઉમ્મતના કોઈ કામનો વાલી અને હાકિમ બનાવવામાં આવ્યો હોય અને તે મારી ઉમ્મત પર મુશ્કેલી અને મુસીબત નાંખે તો તું પણ તેના પર મુશ્કેલી અને મુસીબત નાંખ અને જે શખ્સ (હાકિમ અને વાલી) મારી ઉમ્મત પર રહમ અને નરમી કરે તો તું પણ તેના પર રહમ અને નરમી કર ! ['મુસ્લિમ', 'મિશ્કાત']

## બે પક્ષો વચ્ચે ફેસલો

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જ્યારે બે આદમી તમારી સમક્ષ કજિયો રજૂ કરે (અને તેમાંનો એક શખ્સ પોતાની વાત કરી ચૂકે) તો જ્યાં સુધી તમે બીજાની વાતને સાંભળી ન લો, પહેલા શખ્સની વાત પ્રમાણે ફેસલો ન કરો, કારણ કે આ રીત એ વાત માટે વધારે યોગ્ય છે કે તમારા માટે કજિયાની પૂરી વિગતો જાહેર થઈ જાય.'

['તિરમિઝી']

## સેવકોના હકો

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

'લોંડી અને ગુલામ તમારા (બહેન) ભાઈ છે. ખુદાએ તેમને તમારા કબજામાં સોંપેલા છે. એટલે તમારામાંથી જે કોઈના કબજા અને અધિકારમાં ખુદાએ કોઈને સોંપેલા છે તો તેને જોઈએ કે :

– તેને તે જ ખવડાવે જે પોતે ખાય છે.
– તેને તેવો જ લિબાસ પહેરાવે જે પોતે પહેરે છે.
– તેના પર કામનો એટલો જ બોજ નાંખે જે તેની શકિત કરતાં વધારે ન હોય અને જો તે એ કામને કરી શકતો ન હોય તો પોતે એ કામમાં તેની મદદ કરે.' ['બુખારી', 'મુસ્લિમ', 'અલ અદબુલ મુફરદ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયાહે વ સલ્લમનો ઈરશાદ છે કે,

'મુસલમાનો ! જો તમારામાંથી કોઈનો ખાદિમ ખાવાનું લાવે અને તેણે ખાવાનું તૈયાર કરવામાં ધૂમાડાંની તકલીફ ઉઠાવી હોય તો તમારે જોઈએ કે તે ખાદિમને પોતાની સાથે ખાવા માટે ન બેસાડો તો એક–બે લુકમા (કોળિયા) તેને જરૂર આપો.' ['બુખારી', 'મુસ્લિમ', 'ઈબ્ને માજહ']

# રોજી મેળવવી

## માલની કદર

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે આદમી દવલતને પસંદ નથી કરતો તેનામાં કોઈ ખૂબી નથી, કારણ કે તેના મારફતે રિશ્તેદારોના હક્કો પૂરા કરવામાં આવે છે અને અમાનત અદા કરવામાં આવે છે અને તેની બરકતથી આદમી દુનિયાના લોકોથી બેનિયાઝ (નિઃસ્પૃહ) થઈ જાય છે.'

## સંતોષ

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'ખુદા તઆલા પોતાના બંદાઓને જે કંઈ આપે છે તેનાથી તેમની કસોટી કરે છે. જો તે પોતાની કિસ્મત પર રાજી થઈ જાય તો તેની રોજીમાં બરકત આપે છે અને જો રાજી ન થાય તો તેની રોજીને બહોળી કરતો નથી.'

['મુસ્નદે અહમદ']



હઝરત અલી (કર્રમલ્લાહુ વજ્હહૂ) ફરમાવે છે કે,

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'જે આદમી થોડીક રોજી પર રાજી થઈ જાય છે, અલ્લાહ તઆલા તેના થોડાંક અમલથી રાજી થઈ જાય છે.' ['બયહકી']



હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે શખ્સ કોઈ કામમાં કામિયાબ થાય તો તેના માટે લાઝિમ છે કે તેને ન છોડે.' ['બયહકી']

## લેણ–દેણમાં સચ્ચાઈ

હઝરત મુઆઝ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂરે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે,

'સૌથી સારો ધંધો તે સોદાગરો–વેપારીઓનો છે કે :–

– જો તેઓ બોલે છે તો સાચું બોલે છે (જૂઠું બોલતા નથી.)
– જો તેમની પાસે અમાનત મૂકાવવામાં આવે છે તો ખ્યાનત (અપ્રામાણિકતા) નથી કરતા.
– જો (તેઓ) વાયદો કરે છે તો વાયદાની વિરુદ્ધ કદી નથી કરતા.
– જો (તેઓ) કોઈ ચીજ વેચે છે તો તેની બેહદ તા'રીફ નથી કરતા.
– જો (તેઓ) કોઈ ચીજ ખરીદે છે તો તેની કિંમત ચૂકવવામાં મોડું નથી કરતા.

– જો તેમનું લેણું કોઈની પાસે બાકી હોય તો દેણદાર (કર્ઝદાર) પર સખ્તી નથી કરતા. ['બયહકી']

## હલાલ રોઝીની તલાશ

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે,

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'અલ્લાહ તઆલા આ વાતને પસંદ ફરમાવે છે કે,

પોતાના બંદાને હલાલ રોઝીની તલાશમાં મહેનત કરતો અને તકલીફ ઉઠાવતો જુએ.' ['અદ્દયલમી', 'તિરમિઝી']

## માતા–પિતા અને અવલાદના ભરણ–પોષણ માટે કમાવું

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

– જે માણસ પોતાના વૃદ્ધ માતા–પિતાના માટે રોઝી કમાય છે અને દોડધામમાં રહે છે તે ખુદાના રસ્તામાં છે.

– જે માણસ પોતાના નાના બાળકોની પરવરિશ–ભરણપોષણના માટે મહેનત કરે છે તે પણ ખુદાના રસ્તામાં છે.

– જે માણસ પોતાની જાતના માટે મહેનત કરે છે કે જેથી લોકો પાસે માંગવું ન પડે તે પણ ખુદાના રસ્તામાં છે. ['બુખારી', 'મુસ્લિમ']

## હરામની આવક

હદીસ શરીફમાં છે કે :

'જે ગોશ્તે (અર્થાત્ માણસના શરીરે) હરામ આવકમાંથી પોષણ મેળવ્યું તે (સજા પામ્યા વગર) જન્નતમાં દાખલ ન થશે.'

['મિશ્કાત', 'અહમદ', અને 'દારમી'ના હવાલાથી]

## પોતાના હાથની કમાણી

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે વસ્તુ તમે ખાઓ છો તેમાં સૌથી બેહતર તે વસ્તુ છે જે તમે પોતાના હાથોથી કમાઈને ખાઓ અને તમારી અવલાદની કમાઈ પણ જાઈઝ છે.' ['તિરમિઝી', 'નસાઈ', 'ઈબ્ને માજહ', 'મિશ્કાત']

## હલાલ કમાઈ

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'પાક અને હલાલ કમાઈ ફર્ઝ છે.

ફર્ઝ બાદ અર્થાત્ ફરાઈઝ બાદ જે અલ્લાહ તઆલાએ મુકર્રર ફરમાવેલા છે, હલાલ કમાઈ પણ ફર્ઝ છે.' ['બયહકી', 'મિશ્કાત']

## રોઝીની તલાશનો સમય

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'રોઝીની તલાશ અને હલાલ કમાઈ માટે વહેલી સવારે જ જતા રહો, કારણ કે (એ સમયે) કામોમાં બરકત અને વિશાળતા થાય છે.'

['તબરાની']

## વ્યવહારમાં વિનમ્રતા

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'ખુદા તે શખ્સ પર રહમ ફરમાવે જે ખરીદ-વેચાણમાં અને ઉઘરાણી કરવામાં વિનમ્રતાથી અને ખૂશઅખ્લાકીથી કામ લે છે.' ['બુખારી']

નોંધ :

આ હદીસમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એવા શખ્સના માટે દુઆ ફરમાવી છે.

## વેપારીના સદ્ગુણો

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'વેપારીઓમાં જ્યારે ત્રણ ટેવો હોય ત્યારે તેમની કમાઈ ઉમદા અને હલાલ હશે :

(૧) જ્યારે તે (કોઈની પાસેથી કોઈ વસ્તુ) ખરીદે ત્યારે (તેની ) બુરાઈ ન કરે.

(૨) જ્યારે તે (કોઈને કોઈ વસ્તુ) વેચે ત્યારે (તેની નકામી) તારીફ–પ્રશંસા ન કરે અને વેચાણમાં તદલીસ ન કરે (અર્થાત્ ગ્રાહકથી માલનો ઐબ ન છુપાવે.)

(૩) આ (ખરીદ–વેચાણ) વખતે (જૂઠી) કસમ ન ખાય. ['ઈસ્બહાની']

## મજૂરની મજૂરી

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'મજૂરને તેની મજૂરી એનાથી પહેલાં કે તેનો પસીનો સૂકાઈ જાય, અદા કરી દો !' ['ઈબ્ને માજહ']

## નિર્ધારિત રિઝક

હઝરત હુઝયફહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાએ મને વહી મોકલી છે કે કોઈ શખ્સ ત્યાં સુધી નથી મરતો જ્યાં સુધી તે પોતાના માટે નિર્ધારિત થયેલ રિઝ્ક પૂરું મેળવી

નથી લેતો, ભલે ને મોડેથી પહોંચે. એટલે જ્યારે આ વાત છે તો તમે અલ્લાહ તઆલાની નાફરમાનીથી બચો અને રોઝી તલાશ કરવામાં હદ ન વટાવો અને રિઝ્કમાં મોડું થવાની સૂરતમાં ગુનાહોની સાથે રિઝ્ક તલબ કરવા ન માંડો અને જે રિઝક અલ્લાહ તઆલાની પાસે છે તે ઈતાઅત (ફરમાંબરદારી)થી જ હાસિલ થાય છે.' ['બઝઝાર']

## આપસના વ્યવહારમાં રિઆયત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'બેશક, અલ્લાહ તઆલા ખરીદ-વેચાણમાં અને કર્ઝની અદાયગીમાં રિઆયત (છૂટ અને ઢીલ) તેમજ મુરુવ્વત કરનારાને દોસ્ત રાખે છે.'

['તિરમિઝી']

## વેપારમાં સચ્ચાઈ અને પ્રામાણિકતા

ઉબૈદ બિન રિફાઅહ (રદિ.) પોતાના પિતા હઝરત રિફાઅહ (રદિ.)થી રિવાયત કરે છે કે, તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ રિવાયત કરી કે :

આપે ઈરશાદ ફરમાવ્યો :

'વેપારી લોકો કિયામતના દિવસે બદકાર (દુરાચારી) ઉઠાવવામાં આવશે (અર્થાત્ સામાન્ય રીતે વેપારીઓનો હશર બદકારોની સાથે થશે) સિવાય તે (ખુદાથી ડરનારા અને ખુદાની ફરમાંબરદારી કરનારા) વેપારીઓ કે જેમણે પોતાના વેપારમાં તકવો, નેકી, હુસ્ને સુલૂક (સુસંસ્કારિતા) અને સચ્ચાઈપૂર્વક વર્તન કરેલું હશે.'

['જામિઅ તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

## વેપારીની સચ્ચાઈ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'સાચો અને અમાનતદાર સોદાગર (વેપારી), અંબિયા, સિદ્દીકીન અને શુહદાની સાથે હશે.' ['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## ઓછું તોલવું અને માપવું

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે માપવા અને તોલવા-વાળાઓથી ઈરશાદ ફરમાવ્યો :

'તમારા હાથમાં બે એવા કામો છે જેમના કારણે તમારાથી પહેલી કવમો હલાક થઈ (અર્થાત્ ઓછું તોલવા અને માપવાના કારણે હલાક થઈ. તમે એવું ન કરશો.') ['તિરમિઝી']

## માલનો સંગ્રહ કરવો

હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'વેપારીને અલ્લાહના તરફથી રિઝ્ક (રોઝી) આપવામાં આવે છે. (દુકાળના જમાનામાં) અનાજને ભાવો વધવાના વિચારથી રોકી રાખનાર અને સંગ્રહી રાખનાર મલઊન (લા'નત અને ધિક્કારને પાત્ર) છે.'

['ઈબ્ને માજહ', 'દારમી', 'મિશ્કાત']

## માલનો સદકહ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વેપારીઓને હિદાયત ફરમાવી :

'હે કારોબાર (વેપાર—ધંધો) કરનારાઓ ! માલને વેચવા માટે વ્યર્થ વાતો અને જૂઠી કસમ ખાવાનો ઘણો સંભવ રહે છે, માટે તમે લોકો પોતાના માલોમાંથી સદકહ જરૂર કર્યા કરો !' ['અબૂ દાઊદ']



# કર્ઝ

## કર્ઝદારની રિઆયત

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મારી ઉમ્મતમાં જે શખ્સ કર્ઝના બોજામાં પડી જાય, પછી તેને અદા કરવામાં પૂરી કોશિશ કરે અને પછી અદા કરવાથી પહેલાં મરી જાય તો હું તેનો મદદગાર છું.' ['અહમદ', 'તબરાની']

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે શખ્સને એ ખ્વાહિશ હોય કે અલ્લાહ તઆલા તેને કિયામતના ગમ અને ઘુટન (ચિંતા અને ગૂંગળામણ)થી બચાવે તો તેને જોઈએ કે તંગદસ્ત કર્ઝદારને મુહલત (મુદ્દત) આપે યા કર્ઝનો બોજ તેના માથા પરથી ઉતારી દે (અર્થાત્ માફ કરી દે.) ['મુસ્લિમ']

## કર્ઝની લા'નત

હઝરત અબ્દુલ્લાહ બિન જહશ (રદિ.)થી (એક લાંબી હદીસમાં) રિવાયત છે કે .

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કર્ઝના વિષયમાં ફરમાવ્યું :

'કસમ તે ઝાતની કે જેના કબજામાં મારો જાન છે, જો કોઈ શખ્સ જિહાદમાં શહીદ થઈ જાય, ફરી પાછો જીવતો થઈને (બીજી વખત) શહીદ થઈ જાય, ફરી પાછો જીવતો થઈને (ત્રીજી વખત) શહીદ થઈ જાય અને તેના ઝિમ્મે કોઈનું કર્ઝ બાકી હોય તો તે જન્નતમાં ન જશે જ્યાં સુધી (કે) તેનું કર્ઝ અદા ન કરવામાં આવશે.'

[અયન તરગીબ અઝ નસાઈ વ તબરાની વ હાકિમ મઅ લફઝિ વ તસ્હીહિ હાકિમ, હયાતુલ મુસ્લિમીન]

## કર્ઝની અદાયગીની નિય્યત

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'જે આદમી કર્ઝ લે છે અને તેને અદા કરવાનો ઈરાદો રાખે છે, કિયામતના દિવસે ખુદા તેના તરફથી તે કર્ઝ અદા કરી દેશે અને જે (શખ્સ) કર્ઝ લઈને અદા કરવા નથી ચાહતો અને એ જ હાલતમાં મરી જાય છે (તો) કિયામતના દિવસે ખુદા તેનાથી ફરમાવશે કે :

''હે મારા બંદા ! તેં કદાચ વિચાર્યું હશે કે હું મારા બંદાનો હક તારાથી ન લઈશ !''

તે પછી કર્ઝદારની કેટલીક નેકીઓ કર્ઝખ્વાહને (કર્ઝ આપનારને) આપવામાં આવશે અને જો કર્ઝદારે નેકીઓ ન કરી હશે તો કર્ઝખ્વાહના કેટલાક ગુનાહ લઈને કર્ઝદારને આપવામાં આવશે.'

['તબરાની', 'હાકિમ']

## કર્ઝનો વબાલ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે,

'મુસલમાનો ! કર્ઝ લેવાથી બચો, કારણ કે તે રાતના સમયે રંજ અને ફિકર-ચિંતા પેદા કરે છે અને દિવસે જિલ્લત અને ખ્વારી (રુસ્વાઈ)માં નાંખે છે.' ['બયહકી' શુઅ્બુલ ઈમાન]

## કર્ઝથી પનાહ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'મુસલમાનો ! જો તમારામાંથી કોઈ આદમી થીગડા પર થીગડું લગાવે અને ફાટેલા–પુરાણા કપડાં પહેરે છે તો એ બેહતર છે એનાથી કે તે કર્ઝ લે અને તેને અદા કરવાની તાકત ન ધરાવતો હોય.'

['મુસ્નદે અહમદ']



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'મુસલમાનો ! મોહતાજી અને મુફલિસી તથા ઝિલ્લત અને ખ્વારીથી અલ્લાહની પનાહ માંગ્યા કરો !

['નસાઈ', 'હાકિમ', 'ઈબ્ને હિબ્બાન']

## કર્ઝ અદા થવા માટેની દુઆ

હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મુઆઝ બિન જબલ (રદિ.)થી ફરમાવ્યું કે :

'શું તમને હું એવી દુઆ ન બતાઉં કે જો તમારા માથે પહાડના બરાબર કર્ઝ હોય તો તેને પણ હક તઆલા અદા ફરમાવી દે ?'

તમે આ પ્રમાણે કહ્યા (પઢ્યા) કરો :–

**"અલ્લાહુમ્મ માલિકલ્મુલ્કિ તુઅ્તિલ મુલ્ક મન તશાઉ વ તન્ઝિઉલ મુલ્ક મિમ્મન તશાઉ વતુ ઈઝ્ઝુ મન તશાઉ વતુ ઝિલ્લુ મન તશાઉ બિયદિકલ્ ખયૂર. ઈન્નક અલા કુલ્લિ શયૂઈન કદીર. યા રહમાનદ્ દુન્યા વલ્આખિરતિ વ રહીમહુમા તુઅ્તીહિમા મન તશાઉ વ તમ્નઉ મિન્હુમા મન તશાઉ ઈર્હમ્ની રહ્મતન્ તુગ્નીની બિહર્રહ્મતિ મન સિવાક."**

ભાવાર્થ :

હે અલ્લાહ ! માલિક તમામ મુલ્કના ! આપ મુલ્ક જેને ચાહો છો તેને આપો છો અને જેનાથી ચાહો મુલ્ક લઈ લો છો અને જેને આપ ચાહો ગાલિબ (ઉન્નત) કરી દો છો અને જેને આપ ચાહો તેને પસ્ત (પતિત) કરી દો છો. આપના જ ઈખ્તિયારમાં છે બધી ભલાઈ. બેશક, આપ હરેક ચીઝ પર સંપૂર્ણ વર્ચસ્વ ધરાવનારા છો.

હે દુનિયા અને આખિરતમાં રહમાન ! અને એ બંનેમાં રહીમ ! આપ આપો છો આ બંને જહાન જેને ચાહો છો અને રોકી દો છો એ બંનેથી જેને ચાહો છો. મારા પર એવી રહમત ફરમાવો કે એના સબબ આપ મને પોતાના ગયરની રહમતથી મુસ્તગની (નિઃસ્પૃહ) ફરમાવી દે !

['તબરાની ફીસ્સગીર', 'બિહિશ્તી ઝયવર']

## કર્ઝ આપવાનો સવાબ

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

'મે શબે મેઅરાજમાં જન્નતના દરવાજા પર લખેલું જોયું કે,

''ખયરાતનો સવાબ દસ હિસ્સહ મળે છે અને કર્ઝ આપવાનો સવાબ અઢાર હિસ્સહ મળે છે.' ['બિહિશ્તી ઝયવર']

## કર્ઝદારને મુહલત આપવી

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

'જ્યાં સુધી કર્ઝ અદા કરવાના વાયદાનો વખત આવ્યો ન હોય ત્યાં સુધી કોઈ ગરીબને મુહલત (છૂટ) આપે તો હરરોઝ એટલો સવાબ મળે છે, જેમ કે એટલા રૂપિયા ખયરાત આપી દીધા અને જ્યારે એનો (કર્ઝ અદા કરવાનો) સમય આવી જાય અને પછી મુહલત આપે તો હરરોઝ એવો સવાબ મળે છે, જેમ કે એટલા રૂપિયાથી બમણા રૂપિયા હરરોઝ ખયરાત કરી દીધા.' ['બિહિશ્તી ઝયવર']

# વ્યાજનું હરામ હોવું

## વ્યાજનો ગુનોહ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'વ્યાજના ગુનાહના ૭૦ (સિત્તેર) હિસ્સા છે. એક મામૂલી જેવો હિસ્સો એ છે કે એનો ગુનોહ એવો છે જેમ કે કોઈ શખ્સ પોતાની માતા સાથે જિમાઅ (સંભોગ) કરે !' ['ઈબ્ને માજહ', 'બયહકી', 'મિશ્કાત']

□

## કર્ઝદારની ભેટ લેવાથી બચવું

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જ્યારે કોઈ શખ્સ બીજા કોઈ શખ્સને કર્ઝ આપે તો પછી કર્ઝ લેનારથી કોઈ ભેટ કબૂલ ન કરે.' ['બુખારી', 'મિશ્કાત']

## વ્યાજનો વબાલ

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'એક જમાનો એવો આવશે કે વ્યાજ ખાનારાઓના સિવાય કોઈ બાકી ન રહેશે અને જો કોઈ શખ્સ હશે પણ તો તેને વ્યાજનો બુખાર (તાવ અર્થાત્ અસર) પહોંચશે.'

એક રિવાયતમાં છે કે :

'તેને વ્યાજનો ગુબાર (ધૂળ) પહોંચશે.'

['મુસ્નદે અહમદ', 'અબૂ દાઉદ', 'નસાઈ', 'ઈબ્ને માજહ', 'મિશ્કાત']

## વ્યાજનો વ્યવહાર

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લા'નત ફરમાવી :

– વ્યાજ ખાનારા (અર્થાત્ લેનારા) પર,
– વ્યાજના ખવડાવનારા (અર્થાત્ આપનારા) પર,
– વ્યાજના લખનારા પર,
– વ્યાજના ગવાહ (સાક્ષી) રહેનારા પર,

અને ફરમાવ્યું કે, એ બધાં સરખા છે (અર્થાત્ કેટલીક વાતોમાં)

['બુખારી', 'મુસ્લિમ']

# લાંચનું હરામ હોવું

## લાંચ પર લા'નત

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લા'નત ફરમાવી :

– લાંચ આપનાર પર અને

– લાંચ લેનાર પર. ['અબૂ દાઉદ', 'મુસ્લિમ']



'ઈબ્ને માજહ' અને 'તિરમિઝી'એ હઝરત સવબાન (રદિ.)ની રિવાયતમાં આ પણ ઉમેરો કર્યો છે કે :

'અને લા'નત ફરમાવી છે તે શખ્સ પર જે આ બંને (લાંચ આપનાર અને લાંચ લેનાર)ની વચ્ચે ગોઠવણ કરી આપનાર હોય.'

['મુસ્નદે અહમદ', 'બયહકી']

## લાંચ માટે જહન્નમનો અઝાબ

હદીસ શરીફમાં છે કે :

– લાંચ આપનાર અને

– લાંચ લેનાર

બંનેને દોઝખની આગમાં નાખવામાં આવશે.

['તબરાની', 'અલ મુઅજમુલ કબીર']

**નોંધ :**

અલબત્ત, જ્યાં લાંચ આપવા વગર ઝાલિમના ઝુલ્મથી બચી ન શકે ત્યાં (અનિચ્છાએ) લાંચ આપવું જાઈઝ છે, પરંતુ લાંચ લેવું ત્યાં પણ હરામ છે.

['હયાતુલ મુસ્લિમીન']

# પ્રકરણ ચોથું

# સમાજ શાસ્ત્ર

# અને

# નાગરિક શાસ્ત્ર

# ઘરમાં દાખલ થવાના આદાબ

## ઈજાઝત (પરવાનગી) માંગવું

અતા બિન યસાર (રદિ.)થી રિવાયત છે કે,

એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું કે :

'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું હું મારા ઘરમાં દાખલ થતી વખતે જ્યારે મારી માતા ત્યાં હોય, તો પણ ઈજાઝત માંગું ?'

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'હા.'

તો પેલા શખ્સે અરજ કરી કે,

'હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું તો મારી માતાની સાથે એક જ ઘરમાં રહું છું ! એવું નથી કે તેણી અલગ ઘરમાં રહેતી હોય અને હું અલગ રહેતો હોઉં.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'છતાં પણ તમે ઈજાઝત માંગો.'

પછી તે શખ્સે અરજ કરી કે,

'હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ! ખિદમતના માટે વારંવાર મારે ઘરમાં આવવા–જવાનું થાય છે.'

એ છતાં પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'તમે ઈજાઝત લઈને અંદર જાઓ ! શું તમને એ પસંદ છે કે તમે કોઈ મોકા પર પોતાની માતાને ખુલ્લી હાલતમાં જુઓ ?'

પ્રશ્ન પૂછનારે કહ્યું કે : 'ના.'

તો આપે ફરમાવ્યું : 'તો પછી ઈજાઝત લો.' **['મિશ્કાત શરીફ']**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ થયેલું છે કે,

આપે ફરમાવ્યું :

'ઈજાઝત માંગવું ત્રણ વખત હોય છે, એટલા માટે જો (ત્રણ વખતમાં) ઈજાઝત મળી જાય તો ઠીક છે, નહીંતર પાછો ફરી જાય.'

['ઝાદુલ મઆદ']

સહીહ મસ્અલહ એ છે કે :

ઈજાઝત માંગવાથી પહેલાં સલામ કરવું જોઈએ અને પોતાનું નામ બતાવવું જોઈએ. એમ ન કહે કે : 'હું છું.' ['ઝાદુલ મઆદ']



હઝરત અબૂ ઉમામહ (રદિ.) કહે છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ત્રણ શખ્સો (એવા) છે કે અલ્લાહ તઆલા તે સૌના જામિન છે

– જિંદગીમાં અલ્લાહ તઆલા તેઓને કાફી છે.

– મરવા પછી જન્નત તેઓનું સ્થાન છે.

(તે ત્રણ શખ્સો નીચે પ્રમાણે છે :)

(૧) જે પોતાના ઘરમાં સલામ કરીને દાખલ થાય, અલ્લાહ તઆલા તેનો જામિન છે.

(૨) જે મસ્જિદની તરફ ગયો (જેથી નમાઝ પઢે) તે અલ્લાહ તઆલાની જામિનાગીરીમાં છે અને

(૩) જે અલ્લાહના રસ્તામાં જિહાદના માટે નીકળ્યો તે અલ્લાહ તઆલાની જામિનગીરીમાં છે. ['અલ અદબુલ મુફરદ']

## સૂતેલાને સલામ કરવું

હઝરત મિકદાદ બિન અસ્વદ (રદિ.) કહે છે કે,

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જો રાતના સમયે ઘરમાં તશરીફ લાવતા તો એવી રીતે સલામ ફરમાવતા કે સૂતેલાંની ઊંઘમાં ખલેલ ન પડે અને જાગતા હોય તે એને સાંભળી લે.

['અલ અદબુલ મુફરદ']



## હુઝૂર (સલ.)ની પવિત્ર આદત

જો આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે કોઈની મુલાકાત માટે તશરીફ લઈ જતા તો પવિત્ર આદત હતી કે ત્રણ વખત સલામ કરીને દાખલ થવાની ઈજાઝત માંગતા. જો જવાબ ન મળતો તો વાપસ તશરીફ લઈ જતા. ['ઝાદુલ મઆદ']



આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રશંસનીય આદત હતી કે કયારે ય દરવાજાની સામે ઊભા રહીને દાખલ થવાની ઈજાઝત માંગતા ન હતા, બલકે દરવાજાની જમણી કે ડાબી બાજુ ઊભા રહીને સલામ કરતા અને પછી અંદર આવવાની ઈજાઝત માંગતા, જેથી ઈજાઝત મળવા પહેલાં મકાનની અંદર નઝર ન પહોંચે. ['ઝાદુલ મઆદ']

## સલામના આદાબ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'તે આદમી ખુદાથી વધારે નજીક છે જે સલામ કરવામાં પહેલ કરે છે.' ['અબૂ દાઉદ']

સલામની શરૂઆતના વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ રીતે સલામ કરતા હતા :

**'અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ.'** ['ઝાદુલ મઆદ']

એક શખ્સે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને અરજ કરી :

**'અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ.'**

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેનો જવાબ આપ્યો અને ફરમાવ્યું : 'આ શખ્સને ૩૦ (ત્રીસ) નેકીઓ મળી.'

['નસાઈ', 'તિરમિઝી']



હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત એ હતી કે આપ હાથ, માથું કે આંગળીના ઈશારાથી સલામનો જવાબ આપતા ન હતા. ['ઝાદુલ મઆદ']



અબૂ અબ્દુલ્લાહ (અર્થાત્ ઈમામ બુખારી) (રહ.) કહે છે કે :
બીબી કયલહ (રદિ.) કહે છે કે,
એક મર્દે કહ્યું :
**'અસ્સલામુ અલયક યા રસૂલલ્લાહ !'**
આપે જવાબમાં ફરમાવ્યું :
**'વ અલયકસ્સલામ વ રહમતુલ્લાહ'** ['અલ અદબુલ મુફરદ']



હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે,
હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખતે મને ફરમાવ્યું :
'હે આયશા ! આ જિબ્રઈલ છે. તમને સલામ કહે છે.'
મેં કહ્યું :
**'વ અલયહિસ્સલામ વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ.**
આપ જે કંઈ જોઈ શકો છો તે હું નથી જોઈ શકતી.'
આ સંબોધન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને હતું.
['બુખારી', 'અલ અદબુલ મુફરદ']



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :
'મારી નજીક સલામના જવાબની જેમ પત્રનો જવાબ આપવો પણ જરૂરી છે.' ['અલ અદબુલ મુફરદ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :
'તમે લોકો જન્નતમાં નથી જઈ શકતા જ્યાં સુધી મો'મિન નથી

બનતા અને તમે મો'મિન નથી બની શકતા જ્યાં સુધી એક બીજાથી મુહબ્બત ન કરો.

'હું તમને તે તદબીર (યુક્તિ) કેમ ન બતાવી દઉં, જેને અપનાવવાથી તમે આપસમાં એક–બીજાથી મુહબ્બત કરવા લાગો.

'આપસમાં સલામને ફેલાવો !' **['મિશ્કાત']**



જ્યારે કોઈ શખ્સ મજલિસમાં પહોંચે તો સલામ કરે અને જો બેસવાની જરૂરત હોય તો બેસી જાય અને પછી જ્યારે ચાલવા લાગે ત્યારે બીજી વખત સલામ કરે. એટલા માટે કે પહેલી વખત સલામ કરવું બીજી વખત સલામ કરવાથી બેહતર નથી અર્થાત્ બંને સલામ હક અને મસનૂન છે. **['તિરમિઝી', 'મિશ્કાત']**



હઝરત કતાદહ (રદિ.) ફરમાવે છે કે,

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'જ્યારે તમે ઘરમાં દાખલ થાઓ ત્યારે ઘરવાળાઓને સલામ કરો અને જ્યારે તમે ઘરમાંથી બહાર જાઓ ત્યારે ઘરવાળાઓને સલામ કરીને રુખ્સત હાસિલ કરો.' **['બયહકી', 'મિશ્કાત']**



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ગરીબોને ખાવાનું ખવડાવો અને દરેક મુસલમાનને સલામ કરો, ચાહે તમારી તેની સાથે જાન–પહચાન હોય કે ન હોય.'

**['બુખારી', 'મુસ્લિમ']**



હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે,

મને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તાકીદ ફરમાવી કે :

'પ્યારા બેટા ! જ્યારે તમે પોતાના ઘરમાં દાખલ થયા કરો ત્યારે

પ્રથમ ઘરવાળાઓને સલામ કર્યા કરો એ તમારા માટે અને તમારા ઘરવાળાઓના માટે ખયર અને બરકતની વાત છે.' ['તિરમિઝી']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'જે શખ્સ પોતાના મુસલમાન ભાઈથી મળે તો તેને સલામ કરે અને જો ઝાડ કે દીવાલ કે પથ્થર વચમાં આડ બની જાય અને પછી તેની સામે આવે તો તેને ફરી પાછી સલામ કરે !'

['રિયાઝુસ્સાલિહીન', 'ઝાદુલ મઆદ']



હઝરત અમ્ર ઈબ્ને શુઐબ (રદિ.) પોતાના પિતાથી અને તેઓ પોતાના દાદાથી રિવાયત કરે છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે શખ્સ આપણા મુસલમાનોના સિવાય બીજી કવમોની નકલ કરે તે અમારા તરીકા પર નથી.

(તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બીજી કવમોની નકલ કરવાની સ્પષ્ટતા ફરમાવી કે :)

'યહૂદીઓની નકલ ન કરો અને ન નસારા (ઈસાઈ અર્થાત્ ખ્રિસ્તીઓ)ની, કારણ કે યહૂદીઓ આંગળીઓના ઈશારાથી સલામ કરે છે અને નસારા હથેળીઓના ઈશારાથી (સલામ) કરે છે.' ['તિરમિઝી']



## સલામના હક્કો

- મુસલમાન, મુસલમાનને મળે તો તેને સલામ કરવું જોઈએ.
- ચાલનારો બેઠેલાને સલામ કરે.
- સવાર બેઠેલાને સલામ કરે.
- ઓછી સંખ્યાવાળા મોટી સંખ્યાવાળાને સલામ કરે.
- નાનો મોટાને સલામ કરે.

■ જેને સલામ કરવી છે તે દૂર હોય તો ઈશારાથી સલામ કરે.

■ જેને સલામ કરવામાં આવે તે સાંભળે એટલા મોટા અવાજે સલામ કરે.

['અલ અદબુલ મુફરદ']



હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'કિયામત પહેલાંની બીજી નિશાનીઓ ઉપરાંત કેટલીક નિશાનીઓ આ છે :

(૧) સલામનો રિવાજ ખાસ ખાસ વર્તુળોમાં મર્યાદિત થઈ જશે.

(૨) વેપારનો એટલો સામાન્ય રિવાજ થઈ જશે કે બીવી પોતાના શવહર (પતિ)ની મદદ કરવા લાગશે.

(૩) અહલ અને નાઅહલ (અર્થાત્ લખવાના માટે લાયક કે બિન લાયક) દરેકની કલમ ચાલવા માંડશે.

(૪) જૂઠી શહાદત (ગવાહી કે સાક્ષી) આપવામાં બહાદુર થઈ જવું અને સાચી શહાદત છુપાવવી. ['અલ અદબુલ મુફરદ']

## મુસાફહા (હાથ મેળવવા) મુઆનકહ (ગળે મળવું, આલિંગન) અને દસ્તબોસી (હાથ ચૂમવા

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે :

એક શખ્સને મેં સાંભળ્યો,

તે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછી રહ્યો હતો :

'આદમી જ્યારે પોતાના ભાઈ કે દોસ્તથી મુલાકાત કરે તો શું તેની સામે ઝુકી જાય ?'

આપે ફરમાવ્યું : 'નહીં.'

તેણે પૂછયું :

'શું તેની સાથે મુઆનકહ કરે અને તેને બોસો આપે ?'

આપે ફરમાવ્યું : 'નહીં.'

તેણે કહ્યું કે :

'શું તેનો હાથ પોતાના હાથમાં લે અને તેની સાથે મુસાફહા કરે ?'

આપે ફરમાવ્યું : 'હા.' ['તિરમિઝી']



ઝર્રીન (રહ.)એ આટલો બીજો વધારો કર્યો છે :

'પરંતુ એ કે તે ભાઈ કે દોસ્ત સફરથી આવ્યો હોય (તો મુઆનકહ કરી શકે છે.) ['મિશ્કાત']

અને બ તૌરે તકરીમ (માનાર્થે) હાથને બોસો દઈ શકે છે.

[અઝ : અત્તરગીબ વત્તરહીબ લિલ મુન્ઝરી]



હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'મરીઝ (બીમાર)ની ઈયાદત (બીમારપુર્સી) એ છે કે,

તમે પોતાનો હાથ મરીઝની પેશાની પર યા હાથ પર રાખીને તેનાથી તેનો હાલ પૂછો અને પૂરી સલામ કરવી એ છે કે, સલામ બાદ તમે મુસાફહા પણ કરો.' ['અહમદ', 'તિરમિઝી', 'મિશ્કાત']



હઝરત શુઅબી (રહ.) ફરમાવે છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જઅફર ઈબ્ને અલી (રદિ.)થી મળ્યા અને તેમને ગળે લગાવ્યા અને તેમની આંખોના દરમ્યાન બોસો આપ્યો. ['અબૂ દાઉદ', 'બયહકી', 'મિશ્કાત']



હઝરત ઝારિઅ (રદિ.) જેઓ અબ્દુલ કયસના વફદ (પ્રતિનિધિમંડળ)માં શામિલ હતા, કહે છે કે :

'જ્યારે અમે મદીનામાં આવ્યા ત્યારે જલદી જલદી પોતાની

સવારીઓથી ઊતર્યા અને અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથો અને પગોને બોસહ આપ્યો.' ['અબૂ દાઉદ', 'મિશ્કાત']



હઝરત અનસ (રદિ.)એ એક વખતે અત્યંત આનંદ અને ઉલ્લાસની સાથે બયાન ફરમાવ્યું કે :

'મેં મારા આ હાથો વડે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે મુસાફહા કર્યો ! મેં કદી કોઈ પ્રકારની હરીમ (બારીક મુલાયમ કપડું) કે રેશમ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથો કરતાં વધારે નરમ (મુલાયમ) નથી જોયા !'

તેમના શાગિર્દે, જેની સામે આ (વાત) બયાન કરવામાં આવી, એ જ શવકથી અરજ કરી કે :

'હું પણ આ હાથો વડે મુસાફહા કરવા ચાહું છું, જે હાથોએ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુસાફહા કર્યો છે !'

(તે પછી આ સિલસિલહ—પરંપરા એવો ચાલુ થયો કે આજ સુધી ચાલુ છે અને મુસાફહાની હદીસના સંબંધમાં આ મશહૂર છે કે, આ હદીસમાં મુસલસલ—નિરંતર મુસાફહા થતા આવ્યા છે.) ['ખસાઈલે નબવી']



હઝરત અનસ (રદિ.) (ઈબ્ને માલિક)થી રિવાયત છે કે :

રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબએ કિરામ (રદિ.) જ્યારે આપસમાં મુલાકાત કર્યા કરતા હતા ત્યારે મુસાફહા કર્યા કરતા હતા અને જ્યારે સફરથી વાપસ આવતા હતા ત્યારે આપસમાં મુઆનકહ કર્યા કરતા હતા.'

['તબરાની', 'અત્તરગીબ વત્તરહીબ લિલ મુન્ઝરી']



હઝરત ઝયદ ઈબ્ને હારિસહ (રદિ.) જ્યારે મદીના આવ્યા ત્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ત્યાં પહોંચીને દરવાજો ખટખટાવ્યો. આપ પોતાની ચાદર ઘસડતા ઘસડતા દરવાજા પર પહોંચ્યા, તેમનાથી મુઆનકહ કર્યો અને પેશાનીને બોસહ આપ્યો.' ['તિરમિઝી']

## હાથ ચૂમવા

હઝરત સાબિત (રદિ.)એ હઝરત અનસ (રદિ.)થી પૂછયું કે :

'આપે કદી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોતાના હાથથી સ્પર્શ કર્યા છે ?'

તેમણે કહ્યું કે : 'હા.'

તો હઝરત સાબિત (રદિ.)એ હઝરત અનસ (રદિ.)ના હાથોને ચૂમી લીધાં. ['અલ અદબુલ મુફરદ']

## હદિયહ અર્થાત્ ભેટ, સોગાત, બક્ષિસ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

**'તહાદૂ ઈત્તિહાબૂ'**

આપસમાં ભેટો અને તોહફાઓની આપ-લે કરતા રહો કે આપસમાં મુહબ્બત વધે. ['બુખારી', 'અલ અદબુલ મુફરદ']



હદીસ શરીફમાં છે કે :

'હદિયહ એવા શખ્સનો કબૂલ કરો જે હદિયહનો ઈચ્છુક ન હોય નહીંતર આપસમાં રંજની નવબત આવશે, પરંતુ તમે પોતાના તરફથી કોશિશ કરો કે તેને કંઈક બદલો આપવામાં આવે અને જો બદલો આપવા માટે કંઈ ન હોય તો તેની પ્રશંસા અને વખાણ જ બયાન કરો અને લોકોના રૂબરૂ તેના એહસાનને જાહેર કરી દો અને પ્રશંસા તથા વખાણના માટે એટલું કહી દેવું કાફી છે :

**"જઝાકલ્લાહુ ખયૂરા."**

અને જ્યારે એહસાન કરનારનો શુક્રિયહ અદા ન કર્યો તો ખુદા તઆલાનો શુક્ર પણ અદા ન થશે અને જેવી રીતે મળેલી નેઅમતની નાશુક્રી

બુરી છે તે જ રીતે ન મળેલી ચીઝ પર બડાઈ મારવી કે અમારી પાસે આટલું આટલું આવ્યું, એ પણ બુરું છે.' ['મુસ્નદે અહમદ']



હદીસ શરીફમાં છે કે :

'જો કોઈ તમારી આગતા–સ્વાગતા માટે ખૂશ્બૂ, તેલ, દૂધ કે તકિયહ પેશ કરે (અને કહે) કે –

– ખૂશ્બૂ સૂંઘી લો ! યા

– તેલ લગાવી લો ! યા

– દૂધ પી લો ! યા

– તકિયહ કમરથી લગાવી લો !

તો કબૂલ કરી લો, ઈન્કાર અને ઉઝર ન કરો, કારણ કે, આ ચીજોમાં કોઈ લાંબો–ચોડો એહસાન નથી થતો જેનો ભાર તમારાથી ઉઠાવી ન શકાય અને બીજાનું દિલ ખૂશ થઈ જાય છે. ['તિરમિઝી']



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદે ગિરામી છે કે :

'આપસમાં તોહફા અને ભેટ આપતા રહો. એનાથી દિલોની સફાઈ થાય છે, મુહબ્બત વધે છે અને કોઈ પડોશણ પોતાની પડોશણને બકરાના પાયાનો કોઈ ટુકડો મોકલવાને તુચ્છ ન સમજે અને એ ખ્યાલ ન કરે કે થોડી ચીજં છે, એને શું મોકલે ? જે કંઈ હોય તે બેતકલ્લુફ આપો અને લો !'

## છીંક અને બગાસું

આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છીંકતી વખતે

– અલ્હમ્દુલિલ્લાહ ફરમાવતા.

– હાથ અથવા કપડું મોઢા પર મૂકી દેતા અને

– અવાજને નીચો ફરમાવતા.

– જો કોઈ મજલિસમાં હાજર શખ્સ 'યરહમુકલ્લાહ' કહેતો તો, હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ 'યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહ બાલકુમ'થી એનો જવાબ આપતા. ['તિરમિઝી']

ગયર મઝહબવાળાઓ (બિન મુસ્લિમો)ની છીંકનો જવાબ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ **'યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહ બા લકુમ'**થી આપતા, **'યરહમુકલ્લાહ'** થી તેનો જવાબ આપવો ના પસંદ ફરમાવતા.

આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણા ધીમા અવાજે છીંકતા હતા અને એને જ પસંદ ફરમાવતા. **['ઝાદુલ મઆદ']**



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'બેશક, અલ્લાહ તઆલા છીંકવાને દોસ્ત રાખે છે.' (કારણ કે છીંકવાથી દિમાગમાં નિદ્રાશકિત તથા વિચારશકિતમાં સફાઈ આવી જાય છે જે તાઅત (ઈબાદત)માં આનંદ અને હુઝૂરે કલ્બ (એકાગ્રતા)ના માટે મદદરૂપ થાય છે.) **['મિશ્કાત']**



'અને અલ્લાહ તઆલા બગાસાને નાપસંદ કરે છે.' (કારણ કે બગાસું અપચા અને અરુચિથી ઉત્પન્ન થાય છે, જે સંવેદનોમાં શિથિલતા, ગફલત, સુસ્તી અને બદફહમીનું કારણ બને છે અને ઈબાદતમાં ઉમંગ થવા નથી દેતી, એટલે અલ્લાહ તઆલા તો નાખૂશ થાય છે, પરંતુ શયતાન ખૂશ થાય છે.)

એ જ પરિણામના કારણે ફરમાવ્યું કે :

બગાસું શયતાન તરફથી છે એટલે જ્યારે તમારામાંથી કોઈ બગાસું ખાય ત્યારે શકય ત્યાં સુધી તેને રોકે. ખરેખર, જ્યારે તમારામાંથી કોઈ બગાસું ખાય છે અર્થાત્ મોઢું ખોલે છે ત્યારે શયતાન તેનાથી હસે છે.

**['મિશ્કાત', 'અલ અદબુલ મુફરદ']**



હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની હદીસે મરફૂઅમાં છે કે :

'તમારામાંથી જે કોઈ શખ્સને બગાસું આવે તો તેને જોઈએ કે શકય હોય ત્યાં સુધી તેને રોકે, નહીંતર ડાબો હાથ મોઢા ઉપર મૂકી દે.'

**['અલ અદબુલ મુફરદ']**



## સરનામા પર બિસ્મિલ્લાહ લખવું

હઝરત અબૂ મસ્ઊદ જરીરી (રહ.) કહે છે કે :

હઝરત હસન (રદિ.)થી કોઈએ **'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ'** લખવા વિશે પૂછયું તો આપે કહ્યું :

'એ તો દરેક લખાણનું સરનામું (શીર્ષક) છે.'

**['અલ અદબુલ મુફરદ']**



## પત્ર લખવાના આદાબ

હઝરત ઝયદ બિન સાબિત (રદિ.)એ હઝરત મુઆવિયહ (રદિ.)ને જે પત્ર લખ્યો તેનો મઝમૂન આ હતો :

**'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.**

અલ્લાહના બંદા મુઆવિયહ અમીરુલ મુઅમિનીનની ખિદમતમાં ઝયદ બિન સાબિતની તરફથી–

**સલામ અલયક યા અમીરુલ મુઅમિનીન વ રહમતુલ્લાહ !**

હું આપની સમક્ષ તે મા'બૂદની હમ્દ અને સના કરું છું જેના સિવાય કોઈ મા'બૂદ (ઈબાદતના લાયક) નથી.

અમ્મા બાદ.

(પત્રનો મઝનૂન લખ્યા પછી છેવટના શબ્દો આ છે.)

અને અમે અલ્લાહથી જ માંગીએ છીએ હિદાયત અને હિફાઝત (તથા ભૂલ–ચૂકથી) અને પોતાના કામોમાં મુઆમલા ફહમીની.

અને સલામ હો આપ પર અય અમીરુલ મુઅમિનીન !

અને અલ્લાહની રહમત અને તેની બરકત અને તેની મગફિરત.

આ પત્ર

વાહિબે

જુમેરાતના દિવસે,

કે હિજરી સન ૪૨ ના રમઝાનના ૧૨ દિવસો બાકી હતા ત્યારે લખ્યો. ફકત

['અલ અદબુલ મુફરદ']



## કલમની અઝમત

હઝરત ઝયદ બિન સાબિત (રદિ.) ફરમાવે છે :

મેં સાંભળ્યું કે,

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક કાતિબ (લહિયા)થી ફરમાવ્યું કે :

'કલમની તા'ઝીમ કરો ! અને એની તા'ઝીમ એ છે કે એને પોતાના કાન પર મૂકી દેતા રહો, કારણ કે કલમ અંજામેકાર (કાર્યોના પરિણામ)ને ખૂબ યાદ દેવડાવે છે.'

['તિરમિઝી']



## દરેક લખાણની શરૂઆતમાં દુરૂદ શરીફ

પત્ર અને પુસ્તકોની શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' અને 'હમ્દ'ના પછી દુરૂદો સલામ લખવા વિશે ઈબ્ને હજર મક્કી (રહ.)એ લખ્યું છે કે આ રિવાજ સર્વ પ્રથમ હઝરત સય્યિદના અબૂબકર સિદીક (રદિ.)ના જમાનામાં ચાલુ થયો.

ખુદ તેમણે પોતાના પત્રોમાં એ જ પ્રમાણે લખ્યું (દાખલા તરીકે : **'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. નહ્મદહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.'**)

['ઝાદુસ્સઈદ']



# ઈમ્તિયાઝે કવમી-કવમી લાક્ષણિકતા અને લિબાસ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'ફરમાવ્યું અલ્લાહ તઆલાએ :

''અને શયતાને એમ કહ્યું કે-હું તેમને (હજી વધારે) તા'લીમ આપીશ જેનાથી તેઓ અલ્લાહની બનાવેલી સૂરતને બગાડતા રહેશે.'' (જેમ કે દાઢી મૂંડાવવી, શરીર છૂંદાવવું... વગેરે) ['નસાઈ']

**નોંધ :**

કેટલાક ફેરફારો સૂરત બગાડવા સમાન છે અને તે હરામ છે. જેમ કે ઉપર ઉદાહરણો લખવામાં આવ્યા.

જ્યારે કેટલાક ફેરફારો સૂરતને શણગારવા સમાન છે અને તે વાજિબ છે. જેમકે : મૂંછો કતરાવવી, નખ કપાવવા, બગલ અને નાફ (દૂંટી) નીચેના બાલ સાફ કરવા.

જ્યારે કેટલાક ફેરફારો જાઈઝ છે. જેમ કે : મર્દોએ માથાના બાલ મૂંડાવવા યા કપાવવા અથવા મુઠ્ઠી કરતા વધારે લાંબા દાઢીના બાલ કપાવવા અને એનો નિર્ણય શરીઅતથી થાય છે. ન કે રિવાજથી. એનું પ્રથમ કારણ તો એ છે કે રિવાજનો દરજ્જો શરીઅતના સમાન નથી. બીજું કારણ એ કે દરેક જગાના રિવાજો અલગ હોય છે અને તે દરેક જમાનામાં બદલાતાં પણ રહે છે. ['હયાતુલ મુસ્લિમીન']



હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે શખ્સ (વઝઅ-અર્થાત્ રીતભાત વગેરેમાં) કોઈ કવમથી મળતાપણું અપનાવશે તે તેમનામાંથી જ છે.'

['મુસ્નદે અહમદ', 'અબૂ દાઉદ']

નોંધ :

અર્થાત્ જે કાફિરો અને ફાસિકો જેવી રીતભાત અપનાવશે તે ગુનાહમાં તેમનો શરીક થશે.



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'અલ્લાહ તઆલા લા'નત કરે તે મરદો પર જેઓ અવરતોની મુશાબહત (એકરૂપતા–સામ્યતા) કરે છે અને તે અવરતો પર જેઓ મરદોની મુશાબહત કરે છે.' ['બુખારી']



હઝરત સુવૈદ બિન વહબ (રદિ.) ફરમાવે છે. કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરવામાં આવે છે :

'જે શખ્સ સુશોભિત લિબાસને ત્યજી દે એવી હાલતમાં કે તે એને પહેરવાની શકિત અને સામર્થ્ય ધરાવતો હોય અને બીજી એક રિવાયતમાં છે કે, જે શખ્સ શોભા અને શણગારના લિબાસને ખાકસારી કે વિનમ્રતા તરીકે છોડી દે, અલ્લાહ તઆલા તેને અઝમત અને બુઝુર્ગીનો લિબાસ પહેરાવશે અને જે શખ્સ અલ્લાહ તઆલાના માટે નિકાહ કરે તો અલ્લાહ તઆલા તેના માથા પર બાદશાહતનો તાજ પહેરાવશે.'

['અબૂ દાઉદ', 'મિશ્કાત']

## ઘમંડદર્શક લિબાસ

હઝરત સાલિમ (રદિ.) બયાન કરે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'લટકાવવું : પાયજામામાં, લૂંગીમાં, કુર્તામાં અને સાફામાં પણ હોઈ શકે છે. જે માણસ તકબ્બુર(અભિમાન)ના ખ્યાલથી પાયજામા, લૂંગી, કુર્તો કે સાફાનો છેડો વધારે નીચો લટકાવશે, તેની તરફ અલ્લાહ તઆલા રહમતની નઝરથી જોશે નહીં.' ['અબૂ દાઉદ', 'નસાઈ', 'ઈબ્ને માજહ']

## લિબાસના આદાબ

– પાયજામા કે શલવાર પહેરે તો પ્રથમ જમણા પગમાં પાયચો પહેરે, પછી ડાબા પગમાં પહેરે.
– કુર્તા પહેરે તો પ્રથમ જમણી બાંય જમણા હાથમાં પહેરે, પછી ડાબા હાથમાં ડાબી બાંય પહેરે.
– એ જ પ્રમાણે સદરી, અચકન, શેરવાની વગેરે જમણી તરફથી પહેરવાનું શરૂ કરે.
– એ જ પ્રમાણે જોડાં (પગરખાં) જમણા પગમાં પછી ડાબા પગમાં પહેરવા જોઈએ.
– અને જ્યારે ઉતારે ત્યારે પ્રથમ ડાબી તરફના ઉતારે પછી જમણી તરફથી ઉતારે. ['તિરમિઝી']

## મેઝબાની અને મેહમાનીના હકો

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે જ્યારે માનવંતા મહેમાનો આવતા ત્યારે આપ સ્વયં પોતે તેમની આગતા–સ્વાગતા કરતા હતા. ['મદારિજુન્નુબુવ્વહ']



જ્યારે આપ મહેમાનને પોતાના દસ્તરખ્વાન પર ખાવાનું ખવડાવતા ત્યારે વારંવાર ફરમાવતા :

'હજુ ખાઓ ! હજુ ખાઓ ! જ્યારે મહેમાન ખૂબ ધરાઈ જતો અને ઈન્કાર કરતો ત્યારે આપ આગ્રહ કરવાથી અટકી જતા.'

['તિરમિઝી', 'ઝાદુલ મઆદ']



હઝરત અબૂ શૂરૈહ (રદિ.) ફરમાવે છે :

મારી આ બંને આંખોએ જોયું અને આ બંને કાનોએ સાંભળ્યું કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હિદાયત (સૂચના) આપી રહ્યા હતા કે :

– 'જે અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવતો હોય તેણે પોતાના પડોશીની ઈઝઝત અને આદર કરવા જોઈએ અને

– જે અલ્લાહ તઆલા અને આખિરત પર ઈમાન ધરાવતો હોય તેને જોઈએ કે પોતાના મહેમાનની ઈઝઝત કરે અને જાઈઝહ આપે (હક અદા કરે.)'

સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે :

'યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જાઈઝહ (મહેમાનના હકો) શું છે ?'

આપે ફરમાવ્યું :

'એક દિવસ–રાત તેની (મહેમાનની) ખિદમત કરવી. જો કે મહેમાનદારી ત્રણ દિવસ–રાતની છે. એના કરતાં વધારે જે કંઈ હોય તે મહેમાનના માટે સદકહ છે.

'અને જે અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવતો હોય તેને જોઈએ કે તે મુખમાંથી સારી વાત જ કાઢે, નહીંતર ચૂપ રહે.'

**['બુખારી', 'મુસ્લિમ', 'અલ અદબુલ મુફરદ']**

અને મહેમાનના માટે એ હલાલ (યોગ્ય) નથી કે તે કોઈને ત્યાં એટલું થોભે કે મેઝબાનને તંગદિલ કરી દે.

**['બુખારી', 'અલ અદબુલ મુફરદ']**



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'આદમી પોતાના મહેમાનનું સ્વાગત દરવાજાની બહાર નીકળીને કરે અને વિદાયવેળાએ ઘરના દરવાજા સુધી પહોંચાડે.'

**['ઈબ્ને માજહ', 'બયહકી', 'મિશ્કાત', 'બુખારી']**



ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જ્યારે દસ્તરખ્વાન બિછાવવામાં આવે તો તેના પરથી કોઈ શખ્સ

ન ઊઠે, અહીં સુધી કે દસ્તરખ્વાન ઉઠાવી લેવામાં આવે અને પોતાનો હાથ ન ઉઠાવે જો કે તે ધરાઈ ગયા હોય અહીં સુધી કે લોકો પણ ફારિગ થઈ જાય (અને જો મજબૂરીથી ઊઠવું પડે તો જોઈએ કે ઉઝર કરે) એટલા માટે કે તેના આ પ્રમાણે કરવાથી (અર્થાત્ ઊઠી જવાથી) તેનો સાથી શરમાઈ જશે તો તે પણ પોતાનો હાથ રોકી લેશે અને કદાચ તેની હજુ ખાવાની ઈચ્છા હોય.'

['બુખારી', 'ઝાદુલ મઆદ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'પોતાના ભાઈને સિલહ (બદલો કે વળતર) આપો !'

સહાબા (રદિ.)એ પૂછયું :

'શું સિલહ આપીએ યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ?'

ફરમાવ્યું :

'જ્યારે આદમી પોતાના ભાઈને ત્યાં જાય અને ત્યાં ખાય-પીએ તો તેના હકમાં ખયર અને બરકતની દુઆ કરે એ તેનો સિલહ છે.'

['અબૂ દાઉદ']



હઝરત અબૂ કરીમ તુસ્સામી (રદિ.) ફરમાવે છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'રાતે આવનાર મહેમાનની મેઝબાની હરેક મુસલમાન પર (જેને ત્યાં મહેમાન આવે) વાજિબ છે.'



## ખાવાની દાવત

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સ વલીમહની દાવત કરે તેને કબૂલ કરી લેવું જોઈએ.'

અને 'મુસ્લિમ'ની રિવાયતમાં આ શબ્દો છે કે :

'વલીમહની દાવતને કબૂલ કરે. યા એ જ પ્રકારની કોઈ બીજી દાવતને કબૂલ કરે.' ['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']



હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'જે શખ્સને ખાવા માટે (ભલે તે ખાવાનું શાદીનું હોય કે ગૈર શાદીનું) બોલાવવામાં આવે તો તેને જોઈએ કે દાવતને કબૂલ કરે અને ત્યાં જઈને પછી ખાય કે ન ખાય.' ['મુસ્લિમ', 'મિશ્કાત']

## ફાસિકની દાવત

ઈમરાન (રદિ.) (બિન હસીન) ફરમાવે છે કે :

'નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફાસિક લોકોની દાવત કબૂલ કરવાથી મના ફરમાવ્યું છે.' ['મિશ્કાત']

## ખાવામાં તકલ્લુફ અર્થાત્ ખોટો વિવેક કરવો

હઝરત અસ્મા બિન્તે યઝીદ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે ખાવાનું લાવવામાં આવ્યું. તે પછી અમારી સામે ખાવાનું પેશ કરવામાં આવ્યું.

અમે અરજ કરી કે :

'અમારી (ખાવાની) ઈચ્છા નથી (જો કે ભૂખ્યા હતા, પરતુ આ શબ્દો ઔપચારિકતા અને વિવેક દર્શાવવા કહ્યા.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ભૂખ અને જૂઠ (અસત્ય) બંનેને ભેગાં ન કરો !'

['ઈબ્ને માજહ', 'મિશ્કાત']



## સાથે ભેગાં મળીને ખાવું

હઝરત વહશી ઈબ્નુલ હરબ (રદિ.) રિવાયત કરે છે કે :

અમે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરી :

'યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમે ખાવાનું ખાઈએ છીએ, પરંતુ પેટ નથી ભરાતું !'

આપે ફરમાવ્યું : 'તમે ભેગાં મળીને ખાઓ છો કે અલગ અલગ ?'

અમે અરજ કરી કે : 'અમે બધાં અલગ અલગ ખાઈએ છીએ.'

આપે ઈરશાદ ફરમાવ્યો :

'એક દસ્તરખ્વાન પર ભેગાં મળીને ખાતા રહો અને ખાવાના વખતે **'બિસ્મિલ્લાહ'** પઢી લેતા રહો, તમારા ખાવામાં બરકત થશે.'

['અબૂ દાઉદ']

# અવરતો વિશે

## પરદો

ઉમ્મે સલમહ (રદિ.)થી રિવાયત છે કે :

તેણી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે હતાં અને હઝરત મયમૂનહ (રદિ.) પણ આપની પાસે હતાં. અચાનક ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.) આવી ગયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમનાથી ફરમાવ્યું :

'ઈબ્ને ઉમ્મે મકતૂમથી પરદો કરો !'

ઉમ્મે સલમહ કહે છે :

મે અરજ કરી કે :

'યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શું તેઓ નાબીના (અંધ) નથી ? તેઓ તો અમને જોઈ નથી શકતા !'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'શું તમે બંને પણ આંધળા છો ? તમે તેમને નથી જોઈ શકતા ?'

['અહમદ', 'તિરમિઝી', 'અબૂ દાઉદ', 'હયાતુલ મુસ્લિમીન']



ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરી કે :

આપે ફરમાવ્યું :

'અવરત અવરત છે (અર્થાત્ ગુપ્ત રહેવા યોગ્ય છે.) જ્યારે પરદા વગર નીકળે છે ત્યારે શયતાન તેને તાકી તાકીને જુએ છે.' ['તિરમિઝી']

## મરદ અને અવરતે રાખવાની સાવચેતી

જેવી રીતે અવરતે સાવચેતી રાખવી જરૂરી છે કે પરાયા મરદના કાનમાં તેનો અવાજ ન પડે એ જ પ્રમાણે મરદે સાવચેતી રાખવી જરૂરી છે કે ખૂશ આવાઝી (મધૂર અવાજ)થી પરાયી અવરતોની રૂબરૂ અશઆર (કાવ્યપંક્તિઓ) વગેરે પઢવાથી બચે, કારણ કે અવરતો કોમળ દિલવાળી હોય છે, (એટલે) તેઓના બગડવાનો સંભવ છે. ['મુત્તફક અલયહ']



હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે કોઈ મુસલમાન કોઈ અવરતની ખૂબીઓ અર્થાત્ રૂપ અને સૌંદર્યને જોઈને પોતાની આંખો બંધ કરી લે છે તો અલ્લાહ તઆલા તેના માટે એક એવી ઈબાદત કાઢી આપે છે, જેની મીઠાશ તે પોતાના દિલમાં પામે છે.'

તબરાનીએ નઝરે અવ્વલ (પ્રથમ દ્રષ્ટિપાત)નું બંધન લગાવ્યું છે.

['અહમદ', 'તબરાની']



હઝરત હસન બસરી (રહ.) કહે છે કે :

મને આ હદીસ પહોંચી છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ખુદા તે શખ્સ પર લા'નત કરે જે કોઈ અજાણી અને પરાયી અવરતને જુએ (એ જ પ્રમાણે) તે અવરત પર (પણ લા'નત) કરે જે પોતાના (શરીરના) પ્રદર્શન માટે રાજી હોય.' ['મિશ્કાત']



હઝરત અબૂ મૂસા (રદિ.) ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'જે આંખ (ખરાબ નઝર કે વાસનાથી) કોઈ અજાણ્યા મરદ કે અવરતને જુએ છે તે ઝાની (વ્યભિચારી) છે અને અવરત જ્યારે ખૂશ્બૂ લગાડીને કોઈ મજલિસ પાસેથી પસાર થાય છે ત્યારે તેણી પણ આવી તેવી (અર્થાત્ વ્યભિચારિણી) છે.' ['તિરમિઝી', 'અબૂ દાઉદ', 'નસાઈ']

## રીતભાત અને લિબાસ વગેરે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે મરદ પર લા'નત ફરમાવી છે જે અવરતોની રીતભાત પ્રમાણેનો લિબાસ પહેરે. ['અબૂ દાઉદ']

હઝરત ઈબ્ને અબી મલીકહ (રદિ.)થી રિવાયત છે કે :

હઝરત આયશા (રદિ.)થી કહેવામાં આવ્યું કે, એક અવરત (મરદોના જેવા) જૂતા (પગરખાં) પહેરે છે.

તેમણે ફરમાવ્યું :

'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મરદાની અવરતો (મરદો સમાન દેખાડો કરતી અવરતો ) પર લા'નત ફરમાવી છે.'

['અબૂ દાઉદ', 'હયાતુલ મુસ્લિમીન']



હદીસ શરીફમાં છે કે :

'અવરતે એવો બારીક દુપટો (ઓઢણી) ન ઓઢવું જોઈએ કે માથાના બાલ અને શરીર દેખાય.' ['અબૂ દાઉદ', 'મિશ્કાત']



હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે :

અસ્મા બિન્તે અબૂ બકર (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈ તે વખતે તેણીના શરીર પર બારીક વસ્ત્રો હતાં.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમની તરફથી મુખ ફેરવી લીધું અને ફરમાવ્યું :

'હે અસ્મા ! અવરત જ્યારે બાલિગ (પુખ્ત વયની) થઈ જાય તો યોગ્ય નથી કે તેનું કોઈ અંગ જોઈ શકાય; પરંતુ આ....'

અને પછી આપે ઈશારો કર્યો પોતાના ચહેરા અને બંને હાથોની તરફ. ['બુખારી', 'અબૂ દાઉદ', 'મિશ્કાત']



## અવરતનો લિબાસ

અવરતોના માટે જરૂરી છે કે, તે એવા કપડાં પહેરે જેની બાંય સંપૂર્ણ હોય. અર્ધી બાંયના કુર્તા યા કમીસ પહેરવા સખ્ત ગુનાહ છે અને ન એવો બારીક લિબાસ પહેરે જેનાથી બદન ઝલકતું (આરપાર દેખાતું) હોય. એવી અવરતો કિયામતમાં નગ્ન ઉઠાવવામાં આવશે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈરશાદમાં એ જ પ્રમાણે આવ્યું છે. એની કાળજી રાખવી વાજિબ છે. ['બિહિશ્તી ઝેવર']



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'ઘણી કપડાં પહેરવાવાળી અવરતો કિયામતના દિવસે નગ્ન સમજવામાં આવશે !' ['બુખારી', 'બિહિશ્તી ઝેવર']

## મરદોના જેવી રીતભાત

અવરતોના માટે મરદોના જેવાં જોડાં (પગરખાં) પહેરવા અને મરદોના જેવી સૂરત બનાવવી જાઈઝ નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એવી અવરતો પર લા'નત ફરમાવી છે. ['શર્હુત્તન્વીર']



## અવરતનું સતર
## [શરીરનો છુપાવવા લાયક ભાગ]

અવરતનું આખું શરીર, માથાથી પગ સુધી, છુપાવી રાખવાનો હુકમ છે. ગયર મહરમની સામે બદન ખોલવું યોગ્ય નથી.

(માથાનાં બાલ ખુલ્લા રાખવા પર ફરિશ્તાઓની લા'નત આવી છે.)

ગયર મહરમના સામે એક બાલ પણ ખૂલવો ન જોઈએ.

['શર્હુત્તન્વીર', 'બિહિશ્તી ઝેવર']

## અવરતોમાં સલામ

અવરતોમાં પણ 'અસ્સલામુ અલયકુમ' અને 'મુસાફહા' કરવું સુન્નત છે. એને રિવાજ દેવું જોઈએ (પ્રચલિત કરવું જોઈએ.)

['તબરાની', 'બયહકી']

## અવરતોની રીતભાત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

દોઝખવાળાઓના બે પ્રકારો એવા છે, જેમને મેં નથી જોયા (અર્થાત્ જોઈ શકાયા નથી.)

તેમાં એક (પ્રકાર)ની અવરતો એવી છે જે :

– લિબાસ તો પહેરેલી હશે છતાં નગ્ન હશે !

– નાઝથી (નખરાં કરતી) ખભાંઓને મચકોડીને લચકદાર ચાલથી ચાલશે.

– તેમના માથાં બુખ્તી ઊંટોના લચકદાર કોહાન (કાઠડા) જેવા હશે (અર્થાત્ માથાંઓ પર બનાવટી બાલ લગાવીને અંબોડાં બાંધશે.)

એના કારણે એવી અવરતો જન્નતમાં દાખલ ન થશે અને ન જન્નતની ખૂશ્બૂ પામશે જો કે જન્નતની ખૂશ્બૂ આટલા... રસ્તાના અંતરથી આવશે. ['મુસ્લિમ']

## અવરતોના હકોનું રક્ષણ

હઝરત અમ્ર બિન અહવસ હશીમી (રદિ.) ફરમાવે છે કે :

મેં હજ્જતુલ વિદાઅમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું :

પ્રથમ આપે અલ્લાહની હમ્દ અને સના ફરમાવી.

તે પછી કેટલીક વાતોની નસીહત કરી.

તે પછી ફરમાવ્યું :

'લોકો ! સાંભળો !

અવરતોની સાથે સારી વર્તણુક રાખો, કારણ કે તેણીઓ તમારી પાસે કેદીઓ જેવી છે. તમને તેણીઓની સાથે સખ્તી કરવાનો કોઈ હક નથી, સિવાય આ સૂરતમાં કે જ્યારે તેણીઓના તરફથી દેખીતી નાફરમાની સામે આવે. જો તેણીઓ એવું કરી બેસે તો શયનખંડોમાં તેણીઓથી અલાયદા રહો અને તેણીઓને મારો પણ ખરા, છતાં એવો માર હોય કે કોઈ સખ્ત ચોટ ન આવે.

તે પછી જો તેણીઓ તમારું કહેવું માનવા લાગે તો તેણીઓને નકામો ત્રાસ આપવાની યુક્તિઓ ન શોધો.

જુઓ ! સાંભળો !

તમારા કેટલાક હકો તમારી બીવીઓ પર છે અને તમારી બીવીઓના કેટલાક હકો તમારા પર છે.

તેણીઓ પર તમારો એ હક છે કે તેણીઓ તમારી પથારીઓને તે લોકોથી ન રગદોળે, જેને તમે નાપસંદ કરો છો (અર્થાત્ અન્ય પુરુષો સાથે વ્યભિચાર ન કરે.)

અને તમારા ઘરોમાં એવા લોકોને હરગિઝ ઘૂસવા ન દે જેમનું આવવું તમને નાપસંદ હોય.

અને સાંભળો !

તમારા પર તેણીઓનો એ હક છે કે :

તમે તેણીઓને સારું ખવરાવો અને સારું પહેરાવો.'

['તિરમિઝી']

## દિયર મોત છે

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'નામહરમ અવરતોની પાસે ન જાઓ !'

એક અનસારીએ અરજ કરી :

'યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દિયરના વિશે શું અભિપ્રાય છે ?'

આપે ફરમાવ્યું :

દિયર તો મોત છે !'

(અર્થાત્ તેનાથી ખૂબ સાવચેત અને સાવધ રહેવાની જરૂરત છે.)

## અવરતો સાથે એકાંત

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'ગેર અવરતોની સાથે એકાંતમાં રહેવાથી બચેલા રહો. કસમ છે તે ઝાતની જેના કબ્જામાં મારો જાન છે કે જ્યારે પણ કોઈ મર્દ કોઈ ગેર અવરતની સાથે એકાંતમાં હોય છે ત્યારે તેઓની વચ્ચે ત્રીજો શયતાન આવીને દાખલ થઈ જાય છે (અને પોતાની જાળ ફેલાવવા લાગે છે.)

આદમીનું ગુંદેલી માટીના ગારામાં લથપથ થયેલા અને દુર્ગંધ મારતા સડેલાં કીચડમાં રગદોળાયેલા સુવ્વર (ભૂંડ)થી ટકરાય જવું પસંદ છે એની સરખામણીમાં કે તેના ખભા કોઈ એવી અવરતથી ટકરાઈ જાય જે તેના માટે હલાલ ન હોય.' ['તબરાની', 'અબૂ ઉમામહ']



હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'એવી અવરતોની પાસે ન જાઓ જેમના મહરમ તેમની સાથે ન હોય, કારણ કે શયતાન આદમીની અંદર લોહીની જેમ ફરતો રહે છે.' ['મુસ્લિમ', 'તિરમિઝી']



હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદે ગિરામી છે કે :

'આદમીના માથામાં લોખંડની ખીલી થોકી દેવામાં આવે, પરંતુ એ પસંદ નથી કે તે કોઈ એવી અવરતને અડકે જે તેના માટે હલાલ ન હોય.' ['તિરમિઝી']



હદીસ શરીફમાં છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'લા'નત કરે અલ્લાહ તઆલા જોનારાને અને જેની તરફ જોવામાં આવે (તેને.)'

(એનાથી બેપર્દગીની બુરાઈ અને તેનું હરામ હોવું સાબિત થયું. અર્થાત્ મર્દનું ગેર અવરતને જોવું અને અવરતનું ગેર મર્દને જોવું બંને ગુનાહ છે.) ['બિહિશ્તી ઝેવર']



# શરીઅતે મનાઈ કરેલી વસ્તુઓ

## શરાબનું હરામ હોવું

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા છે કે :

'સૌથી પ્રથમ ઈસ્લામમાં જે વસ્તુને ઉલટાવવામાં આવશે, જેવી રીતે ભરેલાં વાસણને ઉલટાવી દેવામાં આવે છે, તે શરાબ હશે.' (અર્થાત્ ઈસ્લામમાં સૌથી પ્રથમ અલ્લાહ તઆલાના જે હુકમથી ખિલાફ વર્તન કરવામાં આવશે અને તેના હુકમને ઉલટાવી દેવામાં આવશે તે શરાબની મનાઈનો હુકમ હશે.)

પૂછવામાં આવ્યું :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

એ કેવી રીતે થશે ? જો કે શરાબ વિશે અલ્લાહ તઆલાના હુકમો બયાન થઈ ચૂકયા છે અને બધાં પર જાહેર છે !'

આપે ફરમાવ્યું :

'એવી રીતે થશે કે શરાબનું બીજું નામ રાખી લેવામાં આવશે અને તેને હલાલ નક્કી કરવામાં આવશે.' ['દારમી', 'મિશ્કાત']



હઝરત ઉમ્મે સલમહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બધી વસ્તુઓથી મનાઈ ફરમાવી છે જે નશો કરે.

(અર્થાત્ બુદ્ધિને ભ્રષ્ટ કરી દે અથવા જે હવસને, લાગણીતંત્રને કે જ્ઞાનતંતુઓને ભ્રષ્ટ કરી દે.)

નોંધઃ–

એમાં અફીણ પણ આવી ગયું અને કેટલાંક હુક્કા પણ આવી ગયા જેનાથી દિમાગ અથવા હાથ–પગ બેકાર થઈ જાય.

**[‘અબૂ દાઉદ’, ‘હયાતુલ મુસ્લિમીન’]**

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

‘અલ્લાહ તઆલાએ લા’નત ફરમાવી છે :–

– શરાબ પર,
– એના પીનારા પર,
– એના નિચોડનારા (ગાળનારા) પર,
– એના વેચનારા પર,
– એના ખરીદનારા પર,
– એના પીવાડનારા પર,
– એના ઉપાડનારા (વાહક) પર, અને
– તે શખ્સ પર જેના માટે ઉપાડીને લઈ જવામાં આવી.

**[‘અબૂ દાઉદ’, ‘ઈબ્ને માજહ’, ‘મિશ્કાત’]**



હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

‘જે વસ્તુ વધારે પ્રમાણમાં ઉપયોગ કરવાથી નશો લાવે તેનો થોડાં પ્રમાણમાં ઉપયોગ કરવો પણ હરામ છે.’

**[‘તિરમિઝી’, ‘અબૂ દાઉદ’, ‘ઈબ્ને માજહ’, મિશ્કાત’]**



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયતો છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

‘ચાર શખ્સોના વિશે અલ્લાહ તઆલાએ પોતાના ઉપર લાઝિમ કરી લીધું છે કે તેમને જન્નતમાં ન મોકલશે અને ન તેમને જન્નતની

નેઅમતોમાંથી કંઈ હિસ્સો મળશે. (તે ચાર શખ્સો નીચે પ્રમાણે છે :–)
(૧) શરાબનો વ્યસની,
(૨) વ્યાજ ખાનાર,
(૩) યતીમ (અનાથ)નો માલ ખાનાર અને
(૪) મા–બાપનો નાફરમાન ['હાકિમ']

## શરાબ, વ્યાજ અને વ્યભિચાર

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'આ ઉમ્મતની કેટલીક વ્યક્તિઓ રાત–દિવસ શરાબ, ખેલકૂદમાં વીતાવશે તો એક દિવસે સવારે :

– એ લોકો વાંદર અને સુવ્વર (ભૂંડ)ની સૂરતોમાં ફેરવી દેવામાં આવશે.
– તેમનામાં ખસ્ફ પણ થશે (અર્થાત્ ધરતીમાં ધસાવી દેવામાં આવશે.)
– તેમના પર આકાશમાંથી પથ્થરો પણ વરસશે.
– લોકો કહેશે કે આજે રાતે ફલાણો મહોલ્લો (જમીનમાં) ધસી ગયો !
– તેમના પર કવમે લૂતની જેમ પથ્થર વરસશે.
– તેઓને કવમે આદની જેમ આંધીઓ વડે તબાહ–બરબાદ કરવામાં આવશે.

એનું કારણ એ હશે કે :–

– એ લોકો શરાબ પીશે.
– રેશમી લિબાસનો ઉપયોગ કરશે.
– ગાનારીઓ તેમની પાસે ભેગી થશે અને
– એ લોકો કતઅ રહમ (દયાભંગ–નિર્દયતા, રિશ્તેદારો સાથે બગાડ) કરશે.

['મુસ્નદે અહમદ', 'ઈબ્ને અબીદુન્યા']

## નકામી રમતો : શતરંજ વગેરે

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :–

– શરાબ પીવાથી, જુગાર રમવાથી મનાઈ ફરમાવી છે અને
– ચોસર અને શતરંજ તથા ઢોલ અને સારંગી (વાજિંત્રો)થી પણ મનાઈ ફરમાવી છે.

અને ફરમાવ્યું છે કે :

'દરેક નશાવાળી ચીઝ હરામ છે.' ['અબૂ દાઉદ', 'મિશ્કાત']



હઝરત ઈબ્ને શિહાબ ફરમાવે છે કે :

અબૂ મૂસા અશ્અરી (રદિ.)એ બયાન કર્યું છે કે :

'શતરંજ તે જ શખ્સ રમે છે જે ખતાકાર અને ગુનેહગાર છે.'
['બયહકી', 'મિશ્કાત']



શતરંજ નકામી અને બાતિલ રમત છે અને અલ્લાહ તઆલા નકામી તેમજ બાતિલ (વાતોને) પસંદ નથી ફરમાવતો. ['બયહકી', 'મિશ્કાત']

## તસવીરો

હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક ગઝવહના માટે તશરીફ લઈ ગયા હતા. મેં (આપની ગેરહાજરીમાં) એક નકશીવાળી ચાદર લઈને દરવાજાના ઉપર નાખી દીધી.

જ્યારે આપ (ગઝવહથી પાછા) તશરીફ લાવ્યા અને પેલી ચાદર (દરવાજા પર) પડેલી જોઈ તો તેને ખેંચીને ફાડી નાંખી અને ફરમાવ્યું :

'અલ્લાહ તઆલાએ આપણને એ હુકમ નથી આપ્યો કે આપણે પથ્થર અને ગારાને લિબાસ પહેરાવ્યા કરીએ !' ['મુત્તફક અલયહ']

(જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે શરીક થયેલા હોય તે લડાઈને ઈસ્લામી પરિભાષામાં 'ગઝવહ' કહે છે.)



હઝરત કતાદહ (રદિ.)થી રિવાયત છે કે :

તેમણે કહ્યું :

હું ઈબ્ને અબ્બાસ (રદિ.)ની પાસે હતો. તેમનાથી તસવીરોના વિશે પ્રશ્ન પૂછવામાં આવી રહ્યો હતો.

ઈબ્ને અબ્બાસ (રદિ.)એ જવાબમાં જણાવ્યું કે :

મેં હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ વાત ફરમાવતા સાંભળ્યા :

'જે શખ્સ દુનિયામાં તસવીરો બનાવશે તેને કિયામતના દિવસે તેમાં (તસવીરોમાં) રૂહ (જીવ) નાંખવા માટે જોર આપવામાં આવશે, પરંતુ તે તેમાં રૂહ નાંખી શકશે નહીં.' ['બુખારી શરીફ']



ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'કિયામતના દિવસે સખ્તતરીન અઝાબમાં તે લોકો પડેલાં હશે :

– જેમણે ખુદાના નબીથી લડાઈ કરી હશે, યા
– તેમનાથી ખુદાના નબીએ લડાઈ કરી હશે, યા
– તે છોકરો જેણે પોતાના માતા–પિતાને કતલ કર્યા હશે,
– એ જ પ્રમાણે તસવીર બનાવનાર અને
– તે આલિમ જેના ઈલ્મથી લોકોએ ફાયદો મેળવ્યો ન હોય (અર્થાત્ જે ઉલમા પોતાના ઈલ્મથી લોકોને ફાયદો ન પહોંચાડે તેઓ સખ્ત અઝાબમાં સંડોવાયેલા હશે.) ['મિશ્કાત શરીફ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ આવ્યા હતા. (તેઓ) કહી રહ્યા હતા કે :



''(હું ગઈ) રાત્રે (અહીં) હાજર થયો હતો, પરંતુ ઘરના દરવાજા પર કોઈ સજીવની આકૃતિ જેવું કંઈક હતું, (અને) ઘરના એક ઓરડાના પરદા પર તસવીરો હતી અને ઘરમાં કૂતરો પણ હતો. આપ આકૃતિનું માથું કપાવી નાંખો ! પરદાના તકિયહ (ઓશીકા) બનાવી લો (જેથી તસવીરો ઢંકાઈ જાય) અને કૂતરાને (બહાર) કઢાવી નાખો !''

એટલે આપે એ જ પ્રમાણે કર્યું.

**['તિરમિઝી', 'અબૂ દાઉદ', 'મિશ્કાત']**



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે ઘરમાં તસવીર કે કૂતરો હોય તેમાં (રહમતના) ફરિશ્તા દાખલ નથી થતા.' **['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']**



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે :

'(નીચે દર્શાવેલા) ત્રણ હેતુઓ સિવાય જો કોઈ બીજા હેતુથી કોઈ કૂતરો પાળશે તો તેના સવાબમાં દરરોજ એક કિરાત ઘટાડો થતો રહેશે. (અર્થાત્ માત્ર નીચેના ત્રણ હેતુઓના માટે જ કૂતરો પાળી શકાય છે.)

(૧) ચોપાયા (ઘેટાં, બકરાં, ગાય, ભેંસ...વગેરે)ની હિફાઝત (સુરક્ષા) માટે,

(૨) ખેતીની હિફાઝત માટે અને

(૩) શિકારના માટે **['મિશ્કાત શરીફ']**

## રાગ–રાગણી

સહીહ બુખારીમાં છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મારી ઉમ્મતમાં એવા લોકો થશે જેઓ શરાબ અને ગાવા–બજાવવાને હલાલ સમજવા લાગશે.'



મુસ્નદે ઈમામ અહમદમાં છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'અલ્લાહ તઆલાએ મને રહમતુલ લિલ આલમીન (તમામ વિશ્વોના માટે રહમત) બનાવીને મોકલ્યો છે અને મને હુકમ આપ્યો છે કે સાઝ અને વાજિંત્રોને મિટાવ દો !' ['તિરમિઝી']



'સુનને અબી દાઉદ'માં હઝરત નાફિઅ (રદિ.)થી રિવાયત છે :

તેમણે કહ્યું :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ વાજિંત્ર સાંભળ્યું તો તેમણે પોતાના કાનોમાં આંગળીઓ મૂકી દીધી.

તે પછી ફરમાવ્યું :

'હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે આવા જ એક મોકા પર હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વાજિંત્રોનો અવાજ સાંભળ્યો અને આપે પણ પોતાની મુબારક આંગળી પોતાના કાનોમાં ખોસી દીધી.'

**['અબૂ દાઉદ', 'ઈબ્ને માજહ', 'મુસ્નદે અહમદ']**



'સુનને ઈબ્ને માજહ'માં રિવાયત છે કે :

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કે :

– કેટલાક લોકો શરાબનું નામ બદલીને તેને પીશે અને

– તેઓના માથાંઓ પર વાજિંત્રો (હશે) અને

– ગાનારીઓ પાસે વાજિંત્રો વગડાવવામાં આવશે અને ગવડાવવામાં આવશે.

અલ્લાહ તઆલા તેઓને જમીનમાં ધસાવી દેશે અને તેઓને વાંદરા તેમજ ભૂંડ બનાવી દેશે.'



'જામિઅ તિરમિઝી'માં છે કે :

ઈરશાદ ફરમાવ્યો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

'મારી ઉમ્મતમાં :–

— ખસફ (જમીનમા ધસાવી દેવાના) અને

— મસ્ખ (આદમીમાંથી જાનવર બનાવી દેવાના) બનાવો બનશે.

જ્યારે ખુલ્લમ ખુલ્લી રીતે ગાનારીઓ (ગાશે) અને વાજિંત્રો વગેરે (વગાડાશે.)'



'મુસ્નદે અબીદુન્યા'માં રિવાયત છે કે :

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

'એક કવમ આ ઉમ્મતમાંથી આખરી જમાનામાં વાંદર અને ભૂંડ બની જશે !'

સહાબએ કિરામે અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

શું તે લોકો :

**લા ઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ**—ના માનનારા ન હશે ?!'

આપે ફરમાવ્યું :

'કેમ ન હશે ? ! બલકે રોઝા, નમાઝ, હજ્જ બધું જ કરતાં હશે !'

કોઈએ અરજ કરી :

'તો પછી આ સજાનું શું કારણ ?'

આપે ફરમાવ્યું :

'તેઓએ વાજિંત્રો (વગાડવાનો) અને ગાનારીઓનો ધંધો અપનાવ્યો હશે !'



'ઈબ્ને અબીદુન્યા' અને 'બયહકી'એ 'શુઅબી'થી રિવાયત કરી છે કે :

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કે :

'ખુદા લા'નત કરે ગાનારીઓ પર અને તેના પર જેના માટે ગાવામાં આવે.'



# દુર્રે મન્સૂરહ

અર્થાત્

# વિખેરાયેલાં મોતી

## કુર્આને મજીદની બરકત

હઝરત અનસ (રદિ.) અને હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મુસલમાનો ! પોતાના ઘરોમાં અકસર (ઘણું કરીને) કુર્આને મજીદ પઢતા રહ્યા કરો, કારણ કે જે ઘરમાં કુર્આને મજીદ નથી પઢવામાં આવતું તેમાં ખૈર અને બરકત નથી થતી.' ['દારે કુત્ની ફિસ્સુનન']

## નેક લોકોની સુહબત

'મુસલમાનો ! પોતાના કરતાં મોટાંઓની પાસે બેસતા રહો, આલિમોથી પૂછતાં રહો અને દાનિશમંદો (શાણા માણસો)થી મળતા રહો.'

['તબરાની']



'દરેક ઈન્સાન પોતાના દોસ્તના મશરબ (અકીદહ) પર હોય છે એટલે પહેલાંથી જ જોઈ લેવું જોઈએ કે તે કોને દોસ્ત બનાવે છે.'

['મિશ્કાત']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) બયાન કરે છે કે :

જનાબ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને એક શખ્સે અરજ કરી :

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !

એક શખ્સ કોઈ નેક આદમીથી તેના નેક આ'માલના કારણે મુહબ્બત કરે છે, પરંતુ તે પોતે નેક આ'માલ એટલા નથી કરતો જેવા પેલા નેક આદમીના આ'માલ છે !'

સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'કંઈ વાંધો નહીં ! આદમી કિયામતમાં તેની જ સાથે હશે જેની સાથે મુહબ્બત કરે છે.' (અર્થાત્ તે નેક માણસની મુહબ્બતનો તેને લાભ મળશે.) ['બુખારી']

## વચનભંગનો વબાલ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'જે કવમમાં વચનભંગની આદત ફેલાઈ જાય છે તેમાં ખૂનરેઝી (રકતપાત) વધી જાય છે અને જે કવમમાં બદકારી (વ્યભિચાર) ફેલાઈ જાય છે તેમાં મૃત્યુનું પ્રમાણ વધી જાય છે.'

['અબૂ દાઉદ', 'હાકિમ', 'નસાઈ']

## જેવો સંગ તેવો રંગ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

– બુરા સાથીના સંગમાં બેસવા કરતાં એકલતા બેહતર છે.
– સારા સાથીની પાસે બેસવું એકલતા કરતાં બેહતર છે.
– નેક વાત જબાનથી કહેવું ખામોશી કરતાં બેહતર છે.
– બુરી વાત જબાનથી કહેવા કરતાં ખામોશ રહેવું બેહતર છે.

['હાકિમ', 'બયહકી ફી શુઅબિલ ઈમાન']

## કોઈની જમીન પચાવી પાડવાનો વબાલ

હદીસ શરીફમાં છે કે :

'જે આદમી પોતાની અને બીજા આદમીની જમીનની હદ બદલી નાંખે તેના પર કિયામત સુધી ખુદાની લા'નત છે.'

## પડોશીની પસંદગી

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'મુસલમાનો !

– ઘર બનાવવા કે લેવા પહેલાં પોતાના સારા પડોશીની તલાશ કરતા રહો, અને

– મુસાફરી કરતાં પહેલાં સારા સાથીને શોધી લેતા રહો.' ['તબરાની']

## દુખિયારાની મદદ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સ કોઈ દુખિયારાની મદદ કરે, અલ્લાહ તઆલા તેના માટે તોત્તેર (૭૩) મગફિરત લખશે. જેમાંથી એક મગફિરત તો તેના તમામ કામોની સુધારણા માટે પૂરતી છે અને બોત્તેર (૭૨) મગફિરત કિયામતના દિવસે તેના માટે દરજ્જાત બની જશે.' ['બયહકી', 'હયાતુલ મુસ્લિમીન']

## ઘરવાળાઓ અને બાળબચ્ચાંનો ફિત્નો

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'લોકો પર એક જમાનો એવો આવશે કે આદમીની હલાકત (બરબાદી) તેની બીવી, મા, બાપ અને અવલાદના હાથો વડે થશે, કે એ લોકો તે શખ્સને નાદારી (મુફલિસી)નું મહેણું મારશે અને એવી વાતોની ફરમાઈશ કરશે કે જેને એ ઉઠાવી ન શકશે એટલે તે એવા કામોમાં ઘૂસી જશે જેનાથી તેનો દીન જતો રહેશે (અને) પછી તે બરબાદ થઈ જશે.'

['બયહકી', 'હયાતુલ મુસ્લિમીન']

## મુસલમાનભાઈ સાથે વાદવિવાદ અને ગમ્મત

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'પોતાના ભાઈ (મુસલમાન)ની સાથે :–

– (નકામો) વાદવિવાદ ન કર્યા કરો !

– ન તેની સાથે એવી દિલ્લગી (વિનોદ અને ગમ્મત) કરો (જે તેને નાપસંદ હોય) અને

– ન તેનાથી કોઈ એવો વાયદો કરો, જેને તમે પૂરો ન કરી શકો.

['તિરમિઝી', 'હયાતુલ મુસ્લિમીન']

## ગીબત વખતે હિમાયત

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જેની સામે તેના મુસલમાન ભાઈની ગીબત થતી હોય અને તે તેની હિમાયત (તરફદારી) પર શકિત ધરાવતો હોય અને તેની હિમાયત કરે તો અલ્લાહ તઆલા દુનિયા અને આખિરતમાં તેની હિમાયત ફરમાવશે અને જો તેની હિમાયત ન કરી જો કે તેની હિમાયત પર શકિતવાન હતો તો દુનિયા અને આખિરતમાં અલ્લાહ તઆલા તેના પર પકડ ફરમાવશે.'

['શર્હુસ્સુન્નહ', 'હયાતુલ મુસ્લિમીન']

## પાકી અને સફાઈ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'મુસલમાનો ! પોતાના ઘરોના ચોક–આંગણાંને સાફ–સ્વચ્છ રાખ્યા કરો, કારણ કે તે યહૂદીઓ જેવા છે જેઓ પોતાના ઘરોના ચોકને સામાન્ય રીતે ગંદા રાખે છે.'

['તબરાની']

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'મુસલમાનો ! પોતાના ઘરોમાં નમાઝ પઢયા કરો અને તેને કબરો ન બનાવો.' ['મુસ્નદે અહમદ', 'મુસ્લિમ', 'બુખારી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

'ખુદા તઆલાએ ઈસ્લામની બુનિયાદ (પાયો) પાકીઝગી અને સફાઈ પર રાખી છે અને જન્નતમાં તે જ આદમી દાખલ થશે જે પાક અને સાફ હશે, (તેમજ) જે પાક અને સાફ રહેવાવાળો છે.' ['અબુસ્સન્આ']

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મુસલમાનો ! પોતાના શરીરોને પાક અને સાફ રાખ્યા કરો.'



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'ખુદા તઆલાના બંદાઓ ! ઈલાજ કરાવ્યા કરો, કારણ કે ખુદા તઆલાએ બુઢાપા સિવાય દરેક બીમારીની દવા પેદા કરી છે.'



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'બરકત ખોરાકની વચમાં ઉતારવામાં આવે છે માટે તમે બરતન (વાસણ)ના કિનારા (છેડા)થી ખાઓ. વચમાંથી ન ખાઓ.' ['તિરમિઝી']

## શરીરનો શણગાર

હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે :

અમારે ત્યાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુલાકાતની ગરઝથી તશરીફ લાવ્યા તો આપે એક આદમીને જોયો જે ધૂળ અને માટીમાં રગદોળાયેલો હતો અને બાલ વિખેરાયેલા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'આ આદમી પાસે કોઈ કાંસકો નથી, જેના વડે એ પોતાના બાલોને ઠીક કરી લે ?'

અને આપે એક બીજા આદમીને જોયો જેણે મેલાં કપડાં પહેરી રાખ્યા હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'શું આ આદમીની પાસે તે વસ્તુ (સાબુ વગેરે) નથી, જેના વડે એ પોતાના કપડાં ધોઈ લે ?' **['મિશ્કાત']**



હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સના માથા પર બાલ (હોય) અને દાઢીનાં બાલ હોય તેને જોઈએ કે તેને સારી રીતે રાખે.' **['અબૂ દાઉદ', 'મિશ્કાત']**

## વખાણમાં અતિશયતા

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખતે એક શખ્સને બીજા શખ્સની અતિશયતા મિશ્રિત તા'રીફ (પ્રશંસા) કરતા સાંભળ્યો.

આપે ફરમાવ્યું :

'તમે તો તેને બરબાદ કરી દીધો !'

એક બીજા મોકા પર કોઈથી ફરમાવ્યું :

'તમે તો પોતાના સાથીની ગર્દન મારી દીધી !'

જો તમારે તા'રીફ (પ્રશંસા) જ કરવી હોય તો આમ કહો :

''હું એ ગુમાન કરું છું .''

(અને એ પણ) એ શરતે કે તેની જાણ પ્રમાણે ખરેખર તે એવો હોય અને દઢતાની સાથે ગયબ પર (અજાણી બાબત પર) હુકમ ન લગાવવો જોઈએ. **['સહીહ બુખારી', 'સીરતુન્નબી' (સલ.)]**



## કનાઅત (થોડાં પર સંતોષ માનવો)

ફુઝાલહ બિન ઉબૈદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'ખૂશખબરી થાય તેને જેને ઈસ્લામની હિદાયત મળી અને તેની રોઝી જરૂરત પ્રમાણે છે અને અલ્લાહ તઆલાએ એના પર તેને કાનેઅ (સંતોષ) બનાવી દીધો છે.'

['ઝવાઈદ, 'સહીહ ઈબ્ને હિબ્બાન', 'સીરતુન્નબી']

## બુહતાન (જૂઠો આરોપ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે કોઈ પોતાના ગુલામ (નોકર) પર તુહમત (ખોટો આરોપ) લગાવશે જો કે તે બેગુનાહ હોય અર્થાત્ તેણે એ ગુનાહ કરેલો ન હતો તો કિયામતના દિવસે તે માલિકની પીઠ પર કોરડા મારવામાં આવશે.'

વળી, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જેનામાં જે બુરાઈ નથી તેની નિસ્બત તેની તરફ કરવી બુહતાન છે.' (અર્થાત્ એનાથી બચવું જોઈએ.) ['સુનને અબી દાઉદ', 'સીરતુન્નબી']

## વૃદ્ધની તઅઝીમ

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે જુવાને કોઈ વૃદ્ધ માણસની તેની વૃદ્ધાવસ્થાના કારણે તઅઝીમ અને તકરીમ (આદર અને સત્કાર) કરી, અલ્લાહ તઆલા તેની વૃદ્ધાવસ્થાના માટે એવા શખ્સને મુકર્રર કરશે જે તેની તઅઝીમ અને તકરીમ કરશે.'

['તિરમિઝી', 'મિશ્કાત']

## ઝાલિમ અને મઝલૂમની મદદ

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે : ‘જે શખ્સ કોઈ મઝલૂમ (પીડિત)ની ફરિયાદરસી કરે (અર્થાત્ ફરિયાદ સાંભળીને મદદ માટે પહોંચી જાય) અલ્લાહ તઆલા તેના માટે તોત્તેર (૭૩) બક્ષિશો લખી દે છે, જેમાંથી એક બક્ષિશ તે છે જે તેના તમામ કામોની સુધારણાની જામિન છે અને (બાકીની) બોત્તેર (૭૨) બક્ષિશો કિયામતના દિવસે તેના દરજ્જાત બુલંદ કરવાનો સબબ બનશે. [**‘બયહકી’, ‘મિશ્કાત’**]



હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે :

‘પોતાના મુસલમાન ભાઈની મદદ કરો, ઝાલિમ હોય કે મઝલૂમ હોય !’

એક શખ્સે અરજ કરી કે :

‘યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

મઝલૂમ (પીડિત)ની મદદ તો હું કરું છું, ઝાલિમની મદદ કેવી રીતે કરું ?’

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

‘તું તેને ઝુલ્મ (અત્યાચાર)થી રોકી દે. તારું તેને ઝુલ્મથી અટકાવવું જ મદદ કરવું છે.’ [**‘બુખારી’, ‘મુસ્લિમ’, ‘મિશ્કાત’**]

## મુસીબતમાં ફસાયેલાની મશ્કરી

હઝરત વાસિલહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

‘તું પોતાના ભાઈની મુસીબત પર ખુશી જાહેર ન કર, નહીંતર અલ્લાહ તેના પર રહમ ફરમાવશે અને તને મુસીબતમાં ફસાવી દેશે.’

[**‘તિરમિઝી’**]

## કેટલીક નસીહતો

હઝરત બરાઅ બિન આઝિબ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સાત ચીઝોને કરવાનો હુકમ આપ્યો છે અને કેટલીક ચીઝોથી અમને મનાઈ કરી છે.

**અમને (નીચેની સાત ચીઝોનો) હુકમ કર્યો છે :–**

(૧) મરીઝ (બીમાર)ની બીમારપુર્સી (ઈયાદત) કરવાનો.

(૨) જનાઝાની સાથે જવાનો.

(૩) છીંકનારાના માટે : **'યરહમુકલ્લાહ કહેવાનો.**

(૪) કસમ પૂરી કરવાનો.

(૫) મઝલૂમ (પીડિત)ની મદદ કરવાનો.

(૬) સલામને રિવાજ આપવાનો અને

(૭) દા'વત કરનારાની દા'વત કબૂલ કરવાનો.

**અને અમને (નીચેની ચીઝોની) મનાઈ કરી છે :**

(૧) સોનાની વીંટી રાખવાની.

(૨) ચાંદીના વાસણોનો ઉપયોગ કરવાની.

(૩) લાલ (રંગના) કપડાં પહેરવાની અને ઝીનપોશ (કાઠી ઉપર નાંખવાનું કપડું) બનાવવાની.

(૪) કિસ્સી, તાફતહ, દીબા, હરીર (વગેરે રેશમી કપડાં) પહેરવાની.

**['મુત્તફક અલયહ']**

## દોસ્તથી મુલાકાત

હઝરત અબી રઝીન (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમનાથી ફરમાવ્યું :

'હું તને આ અમ્ર (દીન)ની જડ (મૂળ) બતાવી દઉં કે તું તેના મારફતે દુનિયા અને આખિરત (બંને)ની ભલાઈને હાસિલ કરી શકે :–

(૧) તું અહલે ઝિક્રની મજલિસોમાં હાજરી આપ્યા કર.
(અર્થાત્ તે લોકોની પાસે જેઓ અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે છે.)
(૨) અને જ્યારે એકલો હોય ત્યારે જેટલું શકય હોય તેટલું અલ્લાહ તઆલાની યાદમાં પોતાની ઝબાનને ચાલુ રાખ.
(૩) માત્ર અલ્લાહ તઆલાની ખૂશનૂદી(પ્રસન્નતા)ના માટે મુહબ્બત કર અને અલ્લાહ તઆલાની રઝામંદીના માટે બુગ્ઝ (દુશ્મની) રાખ.

અય અબૂ રઝીન ! શું તું જાણે છે કે જ્યારે કોઈ મુસલમાન પોતાના મુસલમાન ભાઈની ઝિયારત અને મુલાકાતના ઈરાદાથી ઘરથી નીકળે છે ત્યારે શું થાય છે ?

તેની પાછળ સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ હોય છે જે તેના માટે દુઆ, ઈસ્તિગફાર કરે છે અને કહે છે :–

'હે પરવરદિગાર ! આ શખ્સે માત્ર તારી રઝાના માટે મુલાકાત કરી. તું તેને પોતાની રહમત અને શફકતથી મેળવી દે.'

એટલે જો તારાથી આ શકય હોય અર્થાત્ પોતાના ભાઈ મુસલમાનની મુલાકાતના માટે જવું, તો એવું કર ! (અર્થાત્ પોતાના ભાઈ મુસલમાનની મુલાકાત કર.)

['બયહકી', 'મિશ્કાત']

## મુસલમાન બીજા મુસલમાનનો આયનો છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

'મોમિન પોતાના ભાઈનો આયનો છે. જ્યારે કોઈ એમાં ઐબ (ખામી) જુએ છે ત્યારે તેની સુધારણાની તરફ ધ્યાન દોરવી દે છે .'

['બુખારી', 'અલ અદબુલ મુફરદ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'જ્યારે કોઈના દિલમાં પોતાના ભાઈ (મુસલમાન)ના માટે ખુલૂસ (નિખાલસતા) અને મુહબ્બતના જઝબાત (લાગણીઓ) હોય ત્યારે તેને જોઈએ કે પોતાના દોસ્તને પણ એ જઝબાતની જાણ કરી દે અને તેને બતાવી દે કે તે તેનાથી મુહબ્બત ધરાવે છે.' ['અલ અદબુલ મુફર્રદ', 'મિશ્કાત']

# માંગવાની (ભીખની) બુરાઈ

હદીસ શરીફમાં છે કે :

'સદકહ લેવો મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અવલાદના માટે હલાલ નથી.'

['અલ ખતીબ']



'જે આદમી જરૂરત વગર ભીખ માંગે છે તે જાણે આગની ચિનગારીઓમાં હાથ નાંખે છે.' ['બયહકી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'કસમ છે તે પરવરદિગારની જેના કબ્જએ કુદરતમાં મારો જાન છે કે જો તમારામાંથી કોઈ આદમી દોરડી લઈને જંગલમાં ચાલ્યો જાય અને લાકડાંનો ભારો બાંધીને લાવે તો એ (કામ) એના કરતાં બેહતર છે કે તે, કોઈની પાસે જઈને ભીખ માંગે અને તે આપે કે ન આપે.' ['માલિક']



હદીસ શરીફમાં છે :

'લોકોથી કોઈ વસ્તુ ન માંગો !

અને જો તમારો કોરડો (ચાબૂક) પડી જાય તો તેને પણ પોતે ઘોડા ઉપરથી નીચે ઊતરીને ઉઠાવો !' ['મુસ્નદે અહમદ']



હદીસમાં છે :

'મુસલમાનો ! ભીખ બિલકુલ ન માંગો અને જો જરૂરત મજબૂર કરે તો એવા લોકોથી માંગો જેઓ નેકદિલ હોય.' ['મુસ્નદે અહમદ']



C
8

## મુસલમાનને જોઈને મુસ્કુરાવું સદકહ છે

હદીસ શરીફમાં છે કે :

'પોતાના ભાઈને જોઈને મુસ્કુરાવી દેવું પણ સદકહ છે !'

['તિરમિઝી']

## મા'ઝિરત કબૂલ કરવું

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જેણે કોઈ મુસલમાન ભાઈથી પોતાની ભૂલ માટે પોતાની મજબૂરી દર્શાવી અને તેણે તેને મા'ઝૂર (મજબૂર) ન માન્યો યા તેની મજબૂરીને કબૂલ ન કરી તેના પર એટલો ગુનાહ થશે, જેટલો એક નાજાઈઝ મેહસૂલ વસૂલ કરનારા પર તેના ઝુલ્મ અને ઝિયાદતીનો ગુનાહ થાય છે.'

## ઈમાનની સાથે અમલ

એક વખતે હઝરત અબૂઝર (રદિ.)એ અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઈમાનની સાથે કોઈ અમલ બતાવો !'

ફરમાવ્યું :

'જે રોઝી અલ્લાહ તઆલાએ આપી છે, તેમાંથી બીજાઓને આપે.'

અરજ કરી :

'હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો તે પોતે મુફલિસ હોય તો ?'

ફરમાવ્યું :

'પોતાની ઝબાનથી નેક કામ કરે.'

અરજ કરી :

જો તેની ઝબાન મા'ઝૂર હોય તો ?'

ફરમાવ્યું :

'મગ્લૂબ (દબાયેલા–કચડાયેલાં)ની મદદ કરે.'

અરજ કરી :

જો તે ઝઈફ હોય, મદદની શકિત ધરાવતો ન હોય તો ?'

ફરમાવ્યું :

'જેને કોઈ કામ કરતાં આવડતું ન હોય તેના કામ કરે.'

અરજ કરી :

'જો તે પોતે પણ એવો જ નાકારહ (નિષ્ક્રિય) હોય તો ?'

ફરમાવ્યું :

'લોકોને ઈજા (કષ્ટ) પહોંચાડવાથી બચેલો રહે.'

['મુસ્તદરકે હાકિમ', 'સીરતુન્નબી']

## એહસાનનો શુક્રિયહ

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સ ઈન્સાનોનો શુક્રિયહ (આભાર) અદા નથી કરતો તે અલ્લાહ તઆલાનો શુક્ર પણ અદા નથી કરતો.'

['મુસ્નદે અહમદ', 'તિરમિઝી', 'મિશ્કાત']



હઝરત ઉમામહ બિન ઝયદ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સની સાથે એહસાન કરવામાં આવે અને તે પોતાના મુહસિન (ઉપકારકર્તા)ના હકમાં આ શબ્દો કહે :

**જઝાકલ્લાહુ ખયરા**

(અલ્લાહ તઆલા તને ભલાઈનો બદલો આપે !) તો તેણે પોતાના મુહસિન (ઉપકારકર્તા)ની પૂરતી પ્રશંસા કરી.

['મુસ્નદે અહમદ', 'તિરમિઝી ', 'મિશ્કાત']



## સિફારિશ (ભલામણ)

હઝરત અબૂ મુસા (રદિ.) ફરમાવે છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના સહાબા (રદિ.)થી ફરમાવ્યું કે :

'જ્યારે કોઈ હાજતમંદ માંગનારો માંગણી કરે ત્યારે તેની સિફારિશ (ભલામણ) કરો કે તમને સિફારિશનો સવાબ મળે અને અલ્લાહ તઆલા પોતાના રસૂલની ઝબાનથી જે હુકમ ચાહે છે જારી ફરમાવે છે .'

['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત', 'હયાતુલ મુસ્લિમીન']

## કાનમાં છાની વાતો કરવી

હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જ્યારે ત્રણ આદમી હોય ત્યારે ત્રીજાને છોડીને બે (આદમી) આપસમાં કાનાફૂસી ન કરે.' ['અલ અદબુલ મુફરદ']

## સોના-ચાંદીના વાસણોનો ઉપયોગ

હઝરત હુઝયફહ (રદિ.)એ ફરમાવ્યું છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ ફરમાવતા સાંભળ્યા છે :

'હરીર અને દીબા (રેશમી કાપડ)ને ન પહેરો. ચાંદી અને સોનાના વાસણોમાં ન પીઓ અને સોના ચાંદીની રકાબીઓ તેમજ પ્યાલાઓમાં ન ખાઓ, કારણ કે આ ચીઝો દુનિયામાં કાફિરોના માટે છે અને તમારા માટે આખિરત છે.' ['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']



## બીભત્સ (અશ્લીલ) વાતો

હઝરત આયશા (રદિ.)નું બયાન છે કે :

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'ખુદાની નઝરમાં બદતરીન આદમી કિયામતના દિવસે તે હશે જેની બદ ઝબાની અને ફહશ કલામી (બીભત્સ વાતો)ના કારણે લોકો તેને મળવાનું છોડી દેશે.' ['બુખારી', 'મુસ્લિમ']

## નકામી પ્રશંસા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જ્યારે તમે પ્રશંસા કરનારાને (નકામી અને અયોગ્ય પ્રશંસા કરતા) જુઓ ત્યારે તેના મોઢામાં મિટ્ટી ઝોંકી દો (અર્થાત્ તે માટે ના પસંદગી દર્શાવો.)' ['મિશ્કાત']

## ફાસિક (દુરાચારી)ની પ્રશંસા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જ્યારે ફાસિક (બદકાર, દુરાચારી)ની પ્રશંસા કરવામાં આવે છે ત્યારે અલ્લાહ તઆલા તેના પર ગુસ્સે થાય છે અને તેની પ્રશંસાના કારણે અર્શ હાલી ઊઠે છે.' ['મિશ્કાત']

## તંદુરસ્તી અને ખૂશબૂ

'મુસ્નદે બઝઝાર'માં આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાબિત છે :

આપે ફરમાવ્યું :

'અલ્લાહ તઆલા

– તય્યિબ છે, તય્યિબ (પવિત્ર)ને મહબૂબ રાખે છે.

– પાક છે અને પાકને પસંદ કરે છે.

– કરીમ છે, કરમ (કૃપા)ને પસંદ ફરમાવે છે.

– સખી છે, સખાવતને પસંદ ફરમાવે છે.

એટલા માટે પોતાના મકાન અને આંગણાંને પાક–સાફ રાખો !'

['ઝાદુલ મઆદ']

સહીહ રિવાયતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત છે કે :

અલ્લાહ તઆલાનો હરેક મુસલમાન પર આ હક છે કે :

– તે દર સાત દિવસમાં ઓછામાં ઓછું એક વખત ગુસલ કરે.

– અને તેની પાસે ખૂશ્બૂ હોય તો તે પણ લગાડે.

– અને ખૂશ્બૂમાં આ ખાસિયત છે કે મલાઈકહ (ફરિશ્તા) તે આદમીથી જેવું અત્તર (સુગંધિત) હોય છે, મુહબ્બત કરે છે અને શયતાનો તેનાથી નફરત કરે છે.

– અને શયતાનોના માટે સૌથી વધારે દિલપસંદ અને પ્રિય, ઘૃણાસ્પદ અને બદબૂદાર વસ્તુ છે.

– એટલે અરવાહે તય્યિબહ (પવિત્ર રૂહો)ને પવિત્ર ગંધ (ખૂશ્બૂ) પ્રિય હોય છે અને અરવાહે ખબીસહ (દુષ્ટ આત્માઓ)ને દુષ્ટ ગંધ (બદબૂ, દુર્ગંધ) પસંદ હોય છે. અર્થાત્ દરેક રૂહ પોતાની પસંદની તરફ ખેંચાય છે.

['ઝાદુલ મઆદ']

## જમીનની ફેરબદલી

જો કોઈ ઘર યા જમીન બેદિલી (અણગમો)ના કારણે વેચો તો મસ્લિહત એ છે કે જલદીથી તે (નાણાં)નું બીજું મકાન કે જમીન ખરીદ કરી લો, નહીંતર રૂપિયા રહેવા મુશ્કેલ છે, એમ જ ઊડી જશે (અર્થાત્ ખર્ચાય જશે.) ['હયાતુલ મુસ્લિમીન', 'ઈબ્ને માજહ']

## ગયરત અને એહસાન

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

–'તમે બીજાના મશવેરાના મોહતાજ ન બનો, બલકે પોતે સાહિબે રાય (વિચારવંત) અને મજબૂત ઈરાદો (મનોબળ) કરનારા બનો !

– અને બોલાવ્યા વગર કોઈના ઘરે ખાવાનું ખાવા જતા ન રહો.

– તમે કહો છો કે :

જે હમારી સાથે નેકી કરશે, અમે પણ તેની સાથે નેકી કરીશું અને જે બુરાઈ કરશે, અમે પણ તેની સાથે બુરાઈ કરીશું.

પરંતુ તમારે જોઈએ કે તમે પોતે પોતાને એ વાતના આદી બનાવી દો કે જે તમારી સાથે એહસાન કરે, તમે પણ તેની સાથે એહસાન કરો અને જે તમારી સાથે બદી (બુરાઈ) કરે, તમે તેની સાથે પણ બદી ન કરો, બલકે તેના પર એહસાન કરો.' ['તિરમિઝી', 'મિશ્કાત']

## વૈભવ-વિલાસ

હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ઈરશાદ ફરમાવ્યો :

'જુઓ ! વધારે આરામ અને મોજ–મજા ન કરશો ! અલ્લાહના નેક બંદાઓ આરામ નથી કર્યા કરતા.' ['મુસ્નદે અહમદ', 'બયહકી']

## એક બીજાની દાવત કરવી

હઝરત હમઝહ બિન સુહૈબ (રદિ.) ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'મુસલમાનો ! તમારામાં સારા તે છે જેઓ પરસ્પર એક બીજાને દઅવતો કરતા રહે છે અને મુલાકાતના વખતે એક બીજાને સલામ કરે છે.'

['ઈબ્ને સઅદ']



## દુઆના આદાબ

દુઆના સૌથી ઉમદા આદાબ આ છે :–

– હલાલ રોઝી હોવી.

– સાચું બોલવાની આદત હોવી.

– દુઆમાં કાકલૂદી કરવી.

– કબૂલિયતના માટે ઉતાવળ ન કરવી.

– શરૂઆતમાં અલ્લાહ તઆલાની હમ્દ અને સના કરવી.

– નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ અને સલામ પઢવું.

– આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અવલાદ અને અસ્હાબ પર પણ સલામ મોકલવું .. વગેરે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે દુઆ કરતા ત્યારે પોતાના બંને હાથોને ભેગાં કરીને તેની હથેળીઓને ચહેરાની સામે કરતા હતા અને દુઆ પૂરી થયા બાદ હાથોને ચહેરા પર ફેરવવું પણ દુઆના આદાબમાંથી છે, જ્યારે નમાઝની હાલત સિવાય હોય.

['મદારિજુન્નુબુવ્વહ']

## આરામ ઈચ્છવાની આદત સારી નથી

હઝરત ફુઝાલહ બિન ઉબૈદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને વધારે આરામ તલબીથી મના ફરમાવતા હતા અને અમને હુકમ દેતા હતા કે ક્યારેક ક્યારેક ઉઘાડા પગે પણ ચાલ્યા કરીએ.'

['અબૂ દાઉદ']

હઝરત ઈબ્ને અબી હદરદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'કરકસરથી ગુઝારો કરો, જાડું ચલન (સાદી રીતભાત) રાખો અને ઉઘાડા પગે ચાલ્યા કરો.'

['જમ્ઉલ ફવાઈદ', 'તબરાની', 'કબીર વ અવસત']

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે :

'અમે લોકો (જંગે) બદરના દિવસે ત્રણ–ત્રણ આદમી એક–એક ઊંટ પર હતા અને હઝરત અબૂ લુબાબહ (રદિ.) અને હઝરત અલી (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સંગાથે સવાર હતા.

જ્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ચાલવાની વારી આવતી ત્યારે તેઓ બંને અરજ કરતા કે :

'અમે આપના તરફથી પગપાળા ચાલીશું.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા :

'તમે મારા કરતાં બળવાન નથી અને હું તમારા કરતાં વધારે સવાબથી બેનિયાઝ નથી.'

(અર્થાત્ પગપાળા ચાલવામાં જે સવાબ છે તેની મને પણ જરૂરત છે.) ['શર્હુસ્સુન્નહ']

## હલાલ રોઝી

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'ફર્ઝ ઈબાદતો અદા કરવા પછી હલાલ તરીકાથી રિઝક (રોઝી) હાસિલ કરવું સૌથી મહત્ત્વની ફરજ છે. ['મિશ્કાત']

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'કોઈ શખ્સની હરામ માલની કમાણીમાંથી ન સદકહ કબૂલ કરવામાં આવે છે કે ન તો તેના ખર્ચમાં બરકત આપવામાં આવે છે અને જે માણસ હરામ માલ છોડીને મરે છે તે માલ તેના જહન્નમના રસ્તાનું ભાથું હોય છે. અલ્લાહ તઆલા બુરાઈને બુરાઈના ઝરીઆથી નથી મિટાવતા, બલકે બુરાઈને ભલાઈના ઝરીઆથી મિટાવે છે, કારણ કે ખબીસ (દુષ્ટ) ખબીસને મિટાવી નથી શકતો.' ['બુખારી', 'મુસ્લિમ', 'અહમદ']

□

હઝરત અબૂ સઈદ (રદિ.)થી (એક લાંબી હદીસમાં) રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'આ માલ ખૂશનુમા, ખૂશમઝા ચીઝ છે, જે શખ્સ એને હકની સાથે (અર્થાત્ શરીઅત પ્રમાણે) હાસિલ કરે અને હકમાં (અર્થાત્ જાઈઝ મોકા પર) ખર્ચ કરે તો તે સારી મદદ આપનારી ચીઝ છે.'

**['બુખારી', 'મુસ્લિમ']**



હઝરત કઅબ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે :

મેં અરજ કરી :

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !

મારી તવબહ એ છે કે હું હમેશાં સાચું બોલીશ અને મારા કુલ માલને અલ્લાહ અને રસૂલુલ્લાહની નઝર કરીને તેનાથી હાથ ઉઠાવી લઈશ.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'કેટલોક માલ રાખી લેવો જોઈએ. એ તમારા માટે બેહતર (અને મસ્લેહત) છે, (એ મસ્લેહત એ જ છે કે ગુઝારાનો સામાન પોતાની પાસે હોવાથી પરેશાની નથી થતી.)'

મેં અરજ કરી :

'તો હું મારો તે હિસ્સો રાખી લઉં છું, જે ખયબરમાં મને મળ્યો છે.'

**['તિરમિઝી']**

હઝરત હુઝયફહ (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'મોમીનને લાયક નથી કે પોતાના નફસને ઝલીલ કરી લે !'

અરજ કરવામાં આવી :

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !

એનાથી શું મુરાદ (આશય) છે ?'

ફરમાવ્યું :

'નફસને ઝલીલ કરવું આ છે કે જે બલાને સહન ન કરી શકે તેનો સામનો કરવો.'

**['તિરમિઝી']**

## સાદાઈ

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'સાદી જિંદગી ગુઝારવી ઈમાનમાંથી છે.'

['અબૂ દાઉદ', 'હયાતુલ મુસ્લિમીન']

## બિદઅત

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'ખુદાની હમ્દના બાદ જાણવું જોઈએ કે સૌથી બેહતર હદીસ (વાત) ખુદાની કિતાબ છે અને બેહતરીન રાહ (સુન્નતે) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રાહ છે અને બદતરીન ચીઝોમાં તે ચીઝ છે જેને (દીનમાં) નવી કાઢવામાં આવેલી હોય અને દરેક બિદઅત (નવી કાઢેલી ચીઝ) ગુમરાહી છે.'

['મુસ્લિમ']

## બિદઅતની મનાઈ

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જેણે અમારા કામો (અર્થાત્ દીન)માં કોઈ નવી વાત પયદા કરી જે એમાં નથી તો તે મરદૂદ (રદના પાત્ર) છે.'

['બુખારી', 'મુસ્લિમ', 'હયાતુલ મુસ્લિમીન']



# તિબ્બે નબવી

અર્થાત્

# નબવી વૈદક શાસ્ત્ર

## સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

## દુઆઓ અને દવાઓથી ઈલાજ

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું શરીરના ઈલાજો કરવું ત્રણ પ્રકારનું હતું :

[૧]

તિબ્બ (વૈદક શાસ્ત્ર)ની દવાઓથી.

એને વાનસ્પતિક અને પ્રાણીજ પદાર્થો તરીકે ઓળખવામાં આવે છે.

[૨]

રૂહાની અને દુઆઓથી (અર્થાત્) જે કાંઈ દુઆઓ, અઝકાર અને કુર્આન શરીફની આયતો છે તેનાથી.

[ ]

દવાઓ અને દુઆઓ બંને વડે.

## દુઆઓ વડે ઈલાજ

કુર્આન શરીફ કરતાં વધારે ગુણકારક અને અસરકારક તેમ જ મહાન શિફાકારક બીજી કોઈ વસ્તુ ઊતરી નથી.

જેમ કે બારી તઆલાનો ઈરશાદ છે :

**'વ નુનઝ્ઝિલુ મિનલ કુર્આનિ મા હુવ શિફાઉંવ્ વ રહ્મતુલ લિલ મુઅ્મિનીન.'**

**ભાવાર્થ:**

અને અમે કુર્આનથી તે ઉતાર્યું જે મુસલમાનોના માટે શિફા અને રહમત છે.



હવે રહ્યું શારીરિક બીમારીઓના માટે કુર્આને કરીમનું શિફા હોવું, તો એ એ જ કારણે છે કે એની તિલાવતના ઝરીઆથી બરકત અને ફાયદો હાસિલ કરવો ઘણા રોગો અને બીમારીઓમાં લાભકારક અને રોગનાશક છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સને શિફાએ કુર્આન પઢીને પણ શિફા ન થાય તેને હક તઆલા કદી શિફા ન આપશે.'

હદીસમાં છે કે :

'ફાતિહુલ કિત્તાબ (સૂરએ ફાતિહા) દરેક રોગની દવા છે.'

ઝેરીલા જાનવરોના કરડવા (દંખ મારવા)નો, જાદૂનો, પાગલપણાનો, ઉન્માદનો ફાતિહુલ કિતાબ વડે ઈલાજ હદીસોમાં સાબિત થયેલો અને માન્યતા મેળવેલો છે.

અમીરુલ મુઅમિનીન સૈયદના અલી મુરતઝા કર્રમલ્લાહુ વજ્હહુની હદીસમાં છે; જે 'ઈબ્ને માજહ'માં મરફૂઅન રિવાયત થયેલી છે કે :

**'ખયરુદ્દવા અલ કુર્આન'**

(બેહતરીન ઈલાજ કુર્આન છે.)



'મુઅવ્વઝાત' (જેની સમજૂતી આગળ આવે છે).. વગેરેથી, કે જે 'અસ્માએ ઈલાહી' (અલ્લાહના મુબારક નામો)માંથી છે, તેનાથી શિફાની તલબ કરવી પણ 'તિબ્બે રૂહાની'નો એક પ્રકાર છે. જો તે (મુઅવ્વિઝાત)

નેક લોકો, મુત્તકીઓ અને પરહેઝગારોની ઝબાન પર પૂરી હિમ્મત અને તવજ્જુહ (એકાગ્રતા)ની સાથે જારી હોય, પરંતુ કારણ કે આ પ્રકારના (લોકોનો ) વુજૂદ અલ્પસંખ્ય છે એટલા માટે લોકો તિબ્બે જિસ્માની (શારીરિક ઈલાજો)ની તરફ દોડે છે અને એનાથી (તિબ્બે રૂહાનીથી) ગાફિલ અને બેપરવા રહે છે.



મુઅવ્વિઝાતથી મુરાદ તે છે જે હદીસ શરીફમાં આવ્યું છે કે :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

**'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક'** અને **'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ'**

પઢીને પોતાના ઉપર દમ ફરમાવ્યા કરતા હતા અને કેટલાક લોકો :

**'કુલ હુવલ્લાહુ અહદ'** અને **'કુલ યા અય્યુહલ કાફિરૂન'**

પણ મુરાદ લે છે.

## ત્રણ શરતો

ઉલમાએ કિરામે ત્રણ શરતો ભેગી થવાના સમયે દુઆએ શિફાના જાઈઝ હોવા પર ઈજમાઅ (સર્વ સંમતિ) કરી છે :–

(૧) તે દુઆ અલ્લાહના કલામ અને તેના (અલ્લાહના) અસ્મા(નામો) અને સિફાતની સાથે હોય, ભલે અરબી ભાષામાં હોય કે કોઈ બીજી ભાષામાં.

(૨) તેના અર્થ સમજી શકાતા હોય અને

(૩) એ એ'તિકાદ (શ્રદ્ધા)ની સાથે હોય કે, હકીકી અસર (શિફા) આપનાર હક તબારક વ તઆલા જ છે અને આ દુઆની તાસીર તેની મશિય્યત (ઈચ્છા) અને તકદીર પર મોકૂફ છે.

## તા'વીઝની સનદ

તા'વીઝની સનદ પણ હદીસોમાંથી મળે છે.

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) તે બાળકોને જેઓ બુદ્ધિમાન હોય તેઓને શીખવતા અને તે બાળકો જેઓ સૂઝ–સમજ ધરાવતા ન હોય તેઓને કાગળના ટુકડા પર લખીને ગળામાં લટકાવતા. ઉલમા એને જાઈઝ રાખે છે.

['મદારિજુન્નુબુવ્વહ']

# નઝરે બદના માટે ઝાળ–ફૂંક

સહીહૈનમાં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ અકરમ સલ્લલ્લલાહુ અલયહિ વ સલ્લમે મને હુકમ આપ્યો અથવા કોઈને હુકમ આપ્યો કે :

અમે નઝર (નામર્ઝ)માં ઝાળ–ફૂંક કરાવી લેતા રહીએ.

['ઝાદુલ મઆદ']



હઝરત અસ્મા બિન્તે અમીસ (રદિ.)એ એક વખતે અરજ કરી :

'હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

ઈબ્ને જઅફરને નઝર લાગી જાય છે. શું હું તેમના માટે ઝાળ–ફૂંક કરાવી લઉં ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'હા,જો કોઈ ચીઝ કઝા પર અગ્રતા કરી જતે તો તે નઝર હોઈ શકતી હતી.'

આ હદીસ હસન–સહીહ છે. ['ઝાદુલ મઆદ']

ફરમાવ્યું કે :

'પોતાના મરીઝોનો ઈલાજ સદકહના ઝરીયાથી કરો.'

['અત્તરગીબ વત્તરહીબ']



અને જ્યારે આઈન (નઝર લગાડનારા)ને પોતાની નઝર લાગી જવાનો અંદેશો હોય તો તેણે આ દુઆ પઢીને આ શર (બુરાઈ)ને દૂર કરવું જોઈએ.

દુઆ આ છે : **'અલ્લાહુમ્મ બારિક અલયહ'**

હે અલ્લાહ ! એના પર બરકત ફરમાવ.

જેવી રીતે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત આમિર (રદિ.)થી ફરમાવ્યું , જ્યારે સહલ બિન હનીફ (રદિ.)એ તેમને નઝર લગાવી :

'શું તમે બરકતની દુઆ નહીં કરી ?'

અર્થાત્ :

**'અલ્લાહુમ્મ બારિક અલયહ'**

નથી પઢયા ?

ઉપરાંત :

**'માશા અલ્લાહુ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'**થી પણ નઝર દૂર થઈ જાય છે. ['ઝાદુલ મઆદ']

## બદનઝરીનો નબવી ઈલાજ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એનો ઈલાજ મુઅવ્વઝતૈનથી ફરમાવતા અર્થાત્ તે આયતો અને કલિમાતથી જેમાં શુરૂર (બુરાઈઓ)થી પનાહ છે.

જેમ કે

– મુઅવ્વઝતૈન (સૂરએ **'ફલક'** અને સૂરએ **'નાસ'**)

– સૂરએ **'ફાતિહા'**

– **આયતુલ કુરસી** ... વગેરે.

ઉલમા કહે છે કે :

સૌથી મહત્ત્વની અને મહાન દુઆએ શિફા :

સૂરએ **'ફાતિહા'**, **'આયતુલ કુરસી'** અને **'મુઅવ્વઝતૈન'**નું પઢવું છે



અને નઝરે બદને દૂર કરવાના માટે આ કહેવું જોઈએ :

**'માશાઅલ્લાહુ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'**

અને જો જોનારાને એ ભય હોય કે પોતાની નઝરનું નુકસાન એને

ન પહોંચે તો આ પ્રમાણે કહે :

**'અલ્લાહુમ્મ બારિક અલયહ'**

એ નઝરે બદને દૂર કરી દેશે.



હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમામ જિસ્માની (શારીરિક) બીમારીઓના માટે રુકયહ (તા'વીઝ) અને દુઆ કરતા હતા.

દાખલા તરીકે :–

- તાવ
- ટાઢિયો તાવ
- ફેફરું, વાઈ, હિસ્ટીરીઆ
- શિર દર્દ, માથાનો દુઃખાવો
- ભય અને ગભરામણ
- અનિદ્રા, ઊંઘ ન આવવી
- લૂ
- નિર્બળતા, શરીર ક્ષીણ થવું
- દુઃખ, આઘાત
- મુસીબતો, આપત્તિઓ
- ફિકર–ચિંતા, માનસિક તાણ
- શિદ્દત અને સખ્તી
- બદનમાં દર્દ અને તકલીફ
- ફક્રો ફાકહ, મુફલિસી
- કર્ઝ
- સળગી કે દાઝી જવું
- દાંતનો દુઃખાવો
- પેશાબ અને મૂત્રપિંડ (કિડની)ની બીમારીઓ
- નસ્કોરી ફૂટવી
- ગર્ભધારણની તકલીફો ... વગેરે.

આ બધાંની દુઆઓ અને તા'વીઝનો હદીસની કિતાબોમાં ઉલ્લેખ છે; ત્યાં તલાશ કરવું જોઈએ. ['મદારિજુન્નુબુવ્વહ']



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખાસ દુઆ, નઝર અને તમામ બલાઓ તથા બીમારીઓ અને આફતોના માટે આ હતી :

**'અઝ્હિબિલ્બઅ્સ રબ્બન્નાસી વશ્ફિ અન્તશ્શાફી લા શિફાઅ ઈલ્લા શિફાઉક્ક શિફાઅન લા યુગાદિરુ સકમા.'**

C
9

ભાવાર્થ :

હે લોકોના પરવરદિગાર ! તકલીફને દૂર ફરમાવ અને શિફા આપ ! તું જ શિફા આપનાર છે. તારી શિફાના સિવાય કોઈ શિફા નથી. એવી શિફા આપ જે જરાક (પણ) બીમારી ન છોડે ! ['મદારિજુન્નુબુવ્વહ']

## 'લા હવ્લ વલા કુવ્વત'નો અમલ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જેને ગમ અને ચિંતાઓ ઘેરી લે તેને જોઈએ કે "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" વધારે પ્રમાણમાં પઢયા કરે.'



મહાન આલિમો ફરમાવે છે કે :

આ કલિમહ (અર્થાત્ લા હવ્લ ...)ના અમલ કરતાં વધારે કોઈ ચીઝ મદદગાર નથી. ['મદારિજુન્નુબુવ્વહ']

## આયતુલ કુરસી

હદીસ શરીફમાં છે કે :

'જો કોઈ (શખ્સ) મુસીબત અને સખ્તીમાં આયતુલ કુરસી અને સૂરએ બકરહની આખરી આયતો પઢશે, અલ્લાહ તઆલા તેની મદદ કરશે.'
['મદારિજુન્નુબુવ્વહ']

## જામિઅ (સર્વગ્રાહી) દુઆ

હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમે ફરમાવ્યું :

'બેશક અને યકીનન હું કલિમહને જાણું છું કે નથી કહેતો એને

દરેક મુસીબતઝદહ, પરંતુ એ કે આ કલિમહના કારણે હક તઆલા સુબ્હાનહૂ તેનાથી તેને મુક્તિ આપી દે છે !'

તે કલિમહ મારા ભાઈ યૂનુસ અલયહિસ્સલામનો છે કે તેમણે અંધારાઓમાં પોકાર કર્યો હતો :

"લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન."

ભાવાર્થ : હે અલ્લાહ ! તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી ! તારી ઝાત પાક છે. બેશક, હું ખતાકાર છું.



આ હદીસનો 'તિરમિઝી'એ પણ ઉલ્લેખ કર્યો છે.

['મદારિજુન્નુબુવ્વહ']

## દુઆએ ફક્ર અર્થાત્ મુફલિસી દૂર કરવાની દુઆ

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

એક શખ્સ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે આવ્યો :

તેણે અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

દુનિયાએ મારાથી પીઠ ફેરવી લીધી છે અને મને દુનિયાએ છોડી દીધો છે !'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'સલાતે મલાઈકહ (અર્થાત્ ફરિશ્તાઓની દુઆ) અને પેલી તસ્બીહે ખલાઈક જેના કારણે તેમને રિઝક આપવામાં આવે છે, તે તારી પાસેથી ક્યાં ગઈ ?'

તે પછી ફરમાવ્યું :

'તુલૂએ ફજરના સમયે આ દુઆએ ૧૦૦ (સો) વખત પઢો :

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ વ બિહમ્દિહી અસ્તગ્ફિરુલ્લાહ** તો દુનિયા તારી પાસે નીચી નમીને અને ઝલીલ થઈને આવશે.'

પછી તે શખ્સ ચાલ્યો ગયો અને લાંબા સમય સુધી નહીં આવ્યો.

પછી તે આવ્યો અને તેણે અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

મારી પાસે દુનિયા એટલી વ્યાપક આવી છે કે મને સમજ નથી પડતી કે હું તેને ક્યાં રાખું ?'



આ (દુઆ) ફજરની સુન્નત અને ફર્ઝના દરમ્યાન બુઝુર્ગોએ પઢી છે અને તેની સાથે '**લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ**'ની એક તસ્બીહ (૧૦૦) સો વખત પણ પઢે.

જેમ કે હદીસ શરીફમાં આવ્યું છે કે :

(આ અમલ) તમામ ગુનાહોની મગફિરતનો સબબ બનશે.

ઉપરાંત એ રિઝકની વુસ્અત (વ્યાપકતા)નો સબબ પણ છે. એનું નિમિત્ત ઈસ્તિગ્ફાર છે, કારણ કે ગુનાહોના લીધે જ રિઝકમાં તંગી તેમ જ દરેક પ્રકારના ગમ અને પરેશાની પયદા થાય છે. ['મદારિજુન્નુબુવ્વહ']

## શિરદર્દની દુઆ

યૂનુસ બિન યઅકૂબ અબ્દુલ્લાહની રિવાયતથી હમીદી માથાના દુ:ખાવાની દુઆ નકલ કરે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયાહે વ સલ્લમ માથાના દુ:ખાવામાં પોતાના આ ઈરશાદથી તઅવ્વુઝ (પનાહ) માંગતા હતા :

**'બિસ્મિલ્લાહિલ કબીરિ વ અઊઝુબિલ્લાહિલ અઝીમિ મિન કુલ્લિ ઈરકિન નઅ્આરિંવ્ વ મિન શર્રિ હર્રિન્નારિ.'**

ભાવાર્થ :

ખુદાના નામની સાથે જે મહાન છે

અને હું પનાહ માગું છું અલ્લાહ બુઝુર્ગની

દરેક ઉછળનારી રગથી અને આગની ગરમીના નુકસાનથી.

## દરેક દર્દ અને બલાની દુઆ

હઝરત અબાન બિન ઉસ્માન પોતાના પિતા ઉસ્માન (રદિ.)થી રિવાયત કરે છે કે :

મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે :

જો કોઈ (આ દુઆ) :

**'બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મઅ ઈસ્મિહી શયઉન ફીલ્અર્દિ વલા ફીસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ.'**

સાંજના સમયે ત્રણ વખત પઢે તો સવાર સુધી કોઈ આકસ્મિક બલા અને મુસીબત ન પહોંચશે (અને)

જે શખ્સ એને સવારના સમયે પઢશે તો સાંજ સુધી તેને કોઈ આકસ્મિક બલા અને મુસીબત ન પહોંચશે. ['મદારિજુન્નુબુવ્વહ']

ભાવાર્થ :

શરૂ કરું છું અલ્લાહના નામની સાથે, જેના નામની સાથે નુકસાન નથી પહોંચાડી શકતી કોઈ ચીઝ જમીનમાં કે ન આસમાનમાં અને તે સાંભળે અને જાણે છે.

## ભોજનની દુઆ

ઈમામ બુખારી (રહ.) પોતાની તારીખમાં (ઈતિહાસમાં) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરે છે કે :

જે શખ્સ ખાવાનું સામે આવ્યા પછી પઢે :

**'બિસ્મિલ્લાહિ ખયરિલ અસ્માઈ ફીલ્અર્દી વસ્સમાઈ લા યદુર્રુ મઅ ઈસ્મિહી દાઉન અલ્લાહુમ્મજ્અલ ફીહિ રહ્મતંવ્ વ શિફાઅ.'**

ભાવાર્થ :

શરૂ કરું છું અલ્લાહના નામની સાથે જે બધાં નામોથી બેહતર છે જમીન અને આસમાનમાં. નથી નુકસાન આપતી એના નામની સાથે કોઈ બીમારી

હે અલ્લાહ ! કરી દે એમાં શિફા અને રહમત !



એને (આ દુઆ પઢનારને) કોઈ ચીઝ નુકસાન નહીં પહોંચાડશે.

['મદારિજુન્નુબુવ્વહ']

## દાંતના દુઃખાવાની દુઆ

'બયહકી', અબ્દુલ્લાહ બિન રવાહહથી નકલ કરે છે કે :

તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દાંતના દુઃખાવાની શિકાયત કરી તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાનો મુબારક હાથ તેમના તે ગાલ ઉપર, જેમાં દુઃખાવો હતો, મૂકીને સાત વખત પઢયા :

**'અલ્લાહુમ્મ અઝહિબ અન્હુ મા યજિદુ વ ફહશહૂ બિદઅવતિ નબીય્યિકલ મિસ્કીનિલ મુબારકિ ઈન્દક.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! જે તકલીફ આ શખ્સ મેહસૂસ કરી રહ્યો છે તેને અને તેની સખ્તીને દૂર ફરમાવી દો, પોતાના નબીએ મિસ્કીનની દુઆથી જે આપની નજીક બાબરકત છે.



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાનો મુબારક હાથ ઉઠાવ્યો તે પહેલાં દુઃખાવો દૂર ફરમાવી દીધો. ['મદારિજુન્નુબુવ્વહ']

# દવાઓથી ઈલાજ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તિબ્બી (વૈદકીય) દવાઓના મારફતે પણ ઘણા બીમારોનો ઈલાજ કરતા હતા. જાહેર છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તિબ્બ (વૈદકશાસ્ત્ર) વહી મારફતે હાસિલ થતી હતી. જો કે કેટલાક મોકા પર કિયાસ (અનુમાન), ઈજતિહાદ અને અનુભવ પણ હશે, એ અસંભવિત નથી; પરંતુ રૂહાની દવાઓ પર આધાર રાખવાનું કારણ એ હતું કે તે પરિપૂર્ણ, ઉચ્ચ, અત્યંત મહત્ત્વનું અને સર્વગ્રાહી છે.

## બીમારીઓ અને દવાઓ

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતે તય્યિબા એ હતી કે આપ પોતાનો અને પોતાના ઘરવાળાઓનો અને સહાબએ કિરામ (રદિ.)નો ઈલાજ ફરમાવ્યા કરતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મોટા ભાગની દવાઓ મુફરદાત (અમિશ્રિત, વિશુદ્ધ) હતી.

## પેટમાં ખોરાકનું પ્રમાણ

હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'માણસે પેટના કરતાં વધારે (કોઈ) વાસણ ભર્યું નથી ! ઈબ્ને આદમ (આદમી)ના માટે થોડાંક કોળિયા (લુકમાં) પૂરતાં છે જેનાથી તેની કમર સીધી રહે.

વધારેમાં વધારે ખોરાક (આ પ્રમાણે) હોવો જોઈએ :–

- (પેટના) ત્રીજા ભાગ જેટલો ખોરાક ખાવો જોઈએ.
– (પેટનો) ત્રીજો ભાગ પાણી માટે નિર્ધારિત છે.
– (પેટનો બાકીનો) ત્રીજો ભાગ શ્વાસોચ્છવાસના માટે છે.

['મુસ્નદ', 'ઝાદુલ મઆદ']

## બીમારનો ખોરાક

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'બીમારોને ખાવા–પીવા માટે મજબૂર ન કરો, કારણ કે અલ્લાહ અઝ્ઝ વ જલ્લ તેઓને ખવડાવે છે અને પીવડાવે છે.'

['જામિઅ તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'ઝાદુલ મઆદ']

## હરામ ચીઝમાં શિફા નથી

'સુનન'માં રિવાયત છે કે :

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દવામાં શરાબ નાંખવા બાબત પૂછયું તો આપે ફરમાવ્યું :

'એ બીમારી છે, ઈલાજ નથી.'

(આ રિવાયત 'અબૂ દાઉદ' અને 'તિરમિઝી'એ નકલ કરી છે.)

['ઝાદુલ મઆદ']



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ થયેલું છે. આપે ફરમાવ્યું :

'જેણે શરાબથી ઈલાજ કર્યો તેને અલ્લાહ શિફા ન આપે !'

['ઝાદુલ મઆદ']

## બીમારીમાં દૂધનો ઉપયોગ

હઝરત આયશા (રદિ.)થી નકલ થયેલું છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'દૂધનો સરીદ (દૂધમાં રોટલી મિશ્ર કરેલો કે બીજો ખોરાક) બીમારના હૃદયને શકિત આપે છે અને ગમ (ચિંતા) દૂર કરે છે.'

જ્યારે પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અરજ કરવામાં આવતા કે :

ફલાણા (શખ્સ)ને દર્દ છે અને તે ખાવાનું નથી ખાતો !'

તો આપ ફરમાવતા :

'તલ્બીનહ (દૂધ મિશ્રિત ખોરાક) બનાવીને તેને પીવડાવવું જોઈએ.'

અને ફરમાવતા :

'કસમ છે તે ઝાતની જેના કબ્જામાં મારી જાન છે, એ (તલ્બીનહ) તમારા પેટને એવી રીતે ધોઈ દે છે જેવી રીતે તમે પોતાના ચહેરાઓનો મેલ સાફ કરી દો.'

['ઝાદુલ મઆદ']

## મધની તાસીર

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે :

'જે શખ્સ દરેક મહિનામાં ત્રણ દિવસ સવારના સમયે મધ ચાટી લે, તો પછી તે કોઈ બુરી મુસીબત અને બલામાં સપડાતો નથી.'

['ઈબ્ને માજહ', 'બયહકી', 'મિશ્કાત']

## કુર્આન અને મધમાં શિફા

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'શિફા આપનારી બે (૨) ચીઝોને પોતાના ઉપર લાઝિમ કરી લો (અર્થાત્ તેનો ઉપયોગ જરૂર કર્યા કરો.)

– એક તો મધ અને

– બીજું કુર્આન (અર્થાત્ કુર્આનની આયતો)'

['ઈબ્ને માજહ', 'બયહકી', 'મિશ્કાત']

## રોગ (નો ચેપ) લાગવો અને અપશુકન

હઝરત સઅદ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે :

'હામ્મ–બીમારી (નો ચેપ) લાગવો અને શગૂને બદ (અપશુકન) કોઈ ચીઝ નથી.' ['અબૂ દાઉદ', 'મિશ્કાત']

## કલોંજીની તાસીર

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા છે કે :

'કલોંજીથી દરેક બીમારીની શિફા છે; પરંતુ (માત્ર) મોતની શિફા નથી.' ['બુખારી', 'મુસ્લિમ', 'મિશ્કાત']

[અનુવાદકની નોંધ :

કલોંજીને ગુજરાતીમાં શાહજીરું કહે છે, જેની વ્યુત્પત્તિ સિયાહ + જીરહ અર્થાત્ કાળા રંગનું જીરું થાય છે.]

## મંત્રનો ઉપયોગ

હદીસ શરીફમાં છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જ્યાં સુધી મંત્રમાં શિર્ક ન હોય, કોઈ વાંધો નથી.'

['મુસ્લિમ', 'મિશ્કાત']

## ઝયતૂનનું તેલ

હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઝાતુલ જન્બ (પાંસળીના દર્દ)ની બીમારીમાં ઝયતૂનનું તેલ અને દરસ(એક જડીબુટી)ની તા'રીફ કરી છે.
['તિરમિઝી', 'મિશ્કાત']

## દવામાં હરામ ચીઝની મનાઈ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે :

'તમે દવાથી બીમારીનો ઈલાજ કરો, પરંતુ હરામ ચીઝથી ઈલાજ ન કરો.'
['અબૂ દાઉદ', 'મિશ્કાત']

## દિલની કમજોરીનો ઈલાજ

**'સુનને ઈબ્ને દાઉદ'** માં હઝરત મુજાહિદ (રહ.)થી રિવાયત છે કે :

તેમને હઝરત સઈદ (રદિ.)થી રિવાયત પહોંચી છે.

ફરમાવ્યું કે :

'હું બીમાર થઈ ગયો હતો. જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી ઈયાદત (બીમારપુર્સી)ના માટે તશરીફ લાવ્યા. આપે પોતાનો મુબારક હાથ મારા સીના પર મૂક્યો. મેં એની ઠંડક મારા દિલમાં મેહસૂસ કરી !'

આપે ફરમાવ્યું :

'તમને દિલની બીમારી છે. મદીનાની સાત અજવહ ખજૂરો તેના ઠળિયા કાઢીને ઉપયોગ કરો.'

(આ રોગમાં ખજૂર એક અજીબ ખાસિયત ધરાવે છે, ખાસ કરીને મદીના તય્યિબાની અજવહ ખજૂર. આ બાબત વહી સાથે સંબંધ ધરાવે છે.)
['ઝાદુલ મઆદ']



સહીહયનમાં હઝરત આમિર બિન અબી વક્કાસ (રદિ.)થી રિવાયત છે કે :

તેમને તેમના પિતાથી રિવાયત પહોંચી છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

' જે (કોઈ શખ્સ) એમાંથી સાત ખજૂરો સવારે ખાય લે તેને તે દિવસે કોઈ ઝહેર કે જાદૂ નુકસાન નહીં આપશે.' ['ઝાદુલ મઆદ']

## મિરગી (વાઈ, ફેફરું, હિસ્ટીરીયા)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણી વેળા આફતમાં સપડાયેલા (શખ્સ)ના કાનમાં આ આયત પઢયા કરતા હતા :

**'અફ હસિબ્તુમ અન્નમા ખલક્નાકુમ અબસંવ્ વ અન્નકુમ ઈલયના લા તુર્જઊન.'**

અને આયતુલ કુરસીથી પણ એનો ઈલાજ કરવામાં આવતો હતો અને આફતમાં સપડાયેલાને પણ એનો વિર્દ રાખવાનો હુકમ આપ્યા કરતા હતા.

અને મુઅવ્વિઝતૈન (સૂરએ **'ફલક'** અને સૂરએ **'નાસ'**)ને પઢવા માટે પણ ફરમાવ્યા કરતા હતા. ['ઝાદુલ મઆદ']

## માખી

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જ્યારે તમારામાંથી કોઈના વાસણમાં માખી પડી જાય તો તેને ડૂબાડીને (બહાર) કાઢી નાંખો, કારણ કે તેની એક પાંખમાં બીમારી છે અને બીજી (પાંખ)માં શિફા.' ['સહીહયન', 'ઝાદુલ મઆદ']



# પ્રશંસનીય અખ્લાક

## સુંદર અખ્લાક

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'સાહિબે ઈમાન (ઈમાનવાળો) બંદો પોતાના સારા અખ્લાકથી તે લોકોનો દરજ્જો ઈખ્તિયાર કરી લે છે જેઓ રાતભર નફલ નમાઝ પઢતા હોય અને દિવસે હમેશાં રોઝા રાખતા હોય.' ['અબૂ દાઉદ']



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'તમારા બધાંમાં મને વધારે મહબૂબ અને આખિરતમાં સૌથી વધારે મારાથી નજીક તે શખ્સ છે જેના અખ્લાક સારા હોય અને તમારા બધાંમાંથી મને વધારે બુરો લાગતો અને આખિરતમાં મારાથી સૌથી વધારે દૂર રહેનારો તે શખ્સ છે જેના અખ્લાક બુરા હોય.' ['બિહિશ્તી ઝયવર']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'ઈમાનવાળાઓમાં વધારે કામિલ (પરિપૂર્ણ) ઈમાનવાળા તે લોકો છે જેઓ અખ્લાકમાં વધારે સારા છે.'

['અબૂ દાઉદ', 'દારમી', 'મઆરિફુલ હદીસ']



હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની દુઆમાં અલ્લાહ તઆલાથી અરજ કર્યા કરતા હતા :

'હે મારા અલ્લાહ ! તેં પોતાની મહેરબાનીથી મારા શરીરની

જાહેરી બનાવટ સારી બનાવી છે તે જ પ્રમાણે મારા અખ્લાક પણ સારા કરી દે.' ['રવાહુ અહમદ', 'મઆરિફુલ હદીસ']



રિવાયત છે કે :

કેટલાક સહાબા (રદિ.)એ અરજ કરી કે :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ઈન્સાનને જે કંઈ આપવામાં આવ્યું છે તેમાં સૌથી બહેતર શું છે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'સારા અખ્લાક.' ['બયહકી', 'મઆરિફુલ હદીસ']



હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે છેલ્લી વસીયત મને કરી હતી, જ્યારે મેં પોતાનો પગ પોતાની સવારીના પેંગડામાં મૂકી દીધો હતો, તે (નસીહત) આ હતી :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'લોકોના માટે પોતાના અખ્લાકને બેહતર બનાવો !'

અર્થાત્ ખુદાના બંદાઓની સાથે સારા અખ્લાકથી પેશ આવો ! ['મુઅત્તા ઈમામ માલિક', 'મઆરિફુલ હદીસ']

## અલ્લાહ તઆલાના સાયાના હકદાર લોકો

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે દિવસે સાયએ ઈલાહીના સિવાય બીજો કોઈ સાયો (છત્ર છાયા, છાયડો) ન હશે, (ત્યારે) સાત શખ્સો (એવા) હશે કે જેમને અલ્લાહ તઆલા પોતાના સાયામાં રાખશે.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'સાત પ્રકારના આદમી છે જેમને અલ્લાહ તઆલા પોતાની રહમતના સાયામાં જગા આપશે, કિયામતના તે દિવસે જે દિવસે કે તેના રહમતના સાયા સિવાય કોઈ બીજો સાયો ન હશે !

(૧) અદલ અને ઈન્સાફથી રાજય કરનાર–રાજયકર્તા.

(૨) તે જુવાન જેનો ઊછેર અલ્લાહ તઆલાની ઈબાદતમાં થયો હોય. (અર્થાત્ જે બાળપણથી ઈબાદતગુઝાર હતો અને જુવાનીમાં પણ ઈબાદતગુઝાર રહ્યો તેમજ જવાનીની મસ્તીઓએ તેને ગાફિલ નહીં કર્યો.)

(૩) તે મર્દે મોમિન જેની હાલત એ છે કે મસ્જિદમાંથી બહાર જવા પછી પણ તેનું દિલ મસ્જિદમાં જ અટકેલું (લાગેલું) રહે છે, કે જ્યાં સુધી ફરી પાછો મસ્જિદમાં આવી ન જાય !

(૪) તે બે આદમી જેમણે અલ્લાહ તઆલાના માટે આપસમાં મુહબ્બત કરી, એના પર સંબંધિત રહ્યા અને એના પર જ અલગ થયા.

[અર્થાત્ તેમની મુહબ્બત માત્ર મોઢું જોવાની (દેખાવ પૂરતી) નહીં, જેવી કે દુન્યાદારોની મુહબ્બત હોય છે, બલકે તેમની હાલત એ છે કે જ્યારે એક જગાએ સાથે છે ત્યારે પણ મુહબ્બત છે અને જ્યારે એક બીજાથી અલગ અને દૂર હોય છે ત્યારે પણ તેમનાં દિલ અલ્લાહ વાસ્તેની મુહબ્બતથી ભરપુર હોય છે.]

(૫) ખુદા તઆલાનો તે બંદો જેણે અલ્લાહ તઆલાને યાદ કર્યો એકલતામાં ત્યારે તેની (આંખમાંથી) આંસૂ વહી નીકળે.

(૬) તે મર્દે ખુદા જેને હરામ (કામ માટે) બોલાવ્યો કોઈ એવી અવરતે જે ખૂબસૂરત પણ છે અને પ્રભાવશાળી તથા આબરૂદાર પણ છે, છતાં તે શખ્સે (તેણીને) કહ્યું કે :

'હું ખુદા તઆલાથી ડરું છું (એટલા માટે હરામ કામની તરફ કદમ ઉઠાવી નથી શકતો.)

(૭) અને તે શખ્સ જેણે અલ્લાહ તઆલાની રાહમાં સદકહ કર્યો અને એટલો છુપાવીને કર્યો કે જાણે તેના ડાબા હાથને પણ ખબર નથી કે તેનો જમણો હાથ અલ્લાહ તઆલાની રાહમાં શું ખર્ચ કરી રહ્યો છે અને કોને આપી રહ્યો છે !

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## નેક કામની શરૂઆત

હઝરત અબી જુહયફહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'જે શખ્સ ઈસ્લામમાં સારો તરીકો કાઢે છે તેને તેનો સવાબ ઉપરાંત તેના પછી એ તરીકા પર (જે કોઈ) અમલ કરશે તે સૌનો સવાબ (પણ) મળશે અને અમલ કરનારાઓનો સવાબ પણ ઓછો કરવામાં આવતો નથી !

અને જે શખ્સ ઈસ્લામમાં કોઈ બુરા તરીકાનો પાયો નાંખે છે તેના ગળામાં તેનો ગુનાહ ઉપરાંત તે તમામ લોકોના ગુનાહો હોય છે જેઓ તેના પછી આ તરીકા પર અમલ કરશે અને અમલ કરનારાઓના માથે જે ગુનાહ છે તેમાં પણ ઘટાડો નથી થતો !' ['ઈબ્ને માજહ']

## એહસાન (ઉપકાર)

હઝરત હુઝયફહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'બીજાઓના દેખાદેખી કામ કરનારા ન બનો !'

અને ન એ કહેનારા બનો કે જો બીજા લોકો એહસાન કરશે તો અમે પણ એહસાન કરીશું અને જો બીજા લોકો ઝુલ્મની રીતભાત અપનાવશે તો અમે પણ એવું જ કરીશું ! બલકે પોતાના દિલોને એના પર પોકારો કે જો બીજા લોકો એહસાન કરે તો પણ તમે એહસાન કરશો અને જો બીજા લોકો બુરી વર્તણૂંક કરે તો પણ તમે ઝુલ્મ અને બુરાઈની રીતભાત અપનાવશો નહીં (બલકે એહસાન જ કરશો.) ['રવાહુત્ તિરમિઝી']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'અલ્લાહનો જે બંદો શવહર વગરની અને બેસહારા કોઈ અવરત તથા કોઈ મિસ્કીન અને હાજતમંદ આદમીના કામોમાં દોડધામ કરતો હોય

તે અજર અને સવાબમાં તે મુજાહિદ બંદાની જેમ છે જે અલ્લાહની રાહમાં દોડધામ કરતો હોય.'

રિવાયત કરનાર કહે છે કે : અને મારો ખ્યાલ છે કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ પણ ફરમાવ્યું હતું કે :

'(અજર અને સવાબમાં) : તે શબબેદારની જેમ છે જે આખી રાત નમાઝ પઢતો હોય અને થાકતો ન હોય; તથા તે કાયમી (નિરંતર) રોઝા રાખનારની જેમ છે જે હંમેશાં રોઝા રાખતો હોય, કયારે ય રોઝા વગરનો રહેતો ન હોય !' ['સહીહ બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## અલ્લાહ પર ભરોસો અને તકદીર પર રાજી રહેવું

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'મારી ઉમ્મતમાંથી ૭૦,૦૦૦ (સિત્તેર હજાર) (લોકો) હિસાબ વગર જન્નતમાં જશે ! એ તે ખુદાના બંદાઓ હશે જેઓ મંત્ર-તંત્ર નથી કરાવતા અને શગૂને બદ (અપશુકન) નથી લેતા અને ન તો ફાલે બદને માને છે; બલકે પોતાના પરવરદિગાર પર તવક્કુલ (ભરોસો) કરે છે.'

['બુખારી', 'મુસ્લિમ']



હઝરત સઅદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'આદમીની નેકબખ્તી અને ખૂશનસીબીમાંથી એ પણ છે કે, અલ્લાહ તઆલાની તરફથી તેના માટે જે ફેસલો થાય તેના પર તે રાજી રહે.

અને આદમીની બદબખ્તી અને બદનસીબીમાંથી એ છે કે, તે અલ્લાહ તઆલાથી પોતાના માટે ખયર અને ભલાઈ ન માંગે. વળી તેની

બદનસીબી અને બદબખ્તી એ પણ છે કે, તે પોતાના વિષે અલ્લાહ તઆલાના ફેસલાથી નાખૂશ થાય.'

['મુસ્નદે અહમદ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## કામમાં ગંભીરતા અને પ્રભાવ

હઝરત અબ્દુલ્લાહ બિન સરજિસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'પ્રામાણિકતા, ધીરજ અને ખંતપૂર્વક પોતાના કામને અંજામ આપવાની આદત તથા મધ્યમ માર્ગ, એક હિસ્સો છે નુબુવ્વતના ચોવીસ હિસ્સાઓમાંથી .'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## સાચી વાત અને ન્યાય

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે કે :

'મારી ઉમ્મત ત્યાં સુધી સરસબ્ઝ (લીલીછમ–સમૃદ્ધ) રહેશે જ્યાં સુધી આ ત્રણ આદતો તેનામાં બાકી રહેશે :–

(૧) જ્યારે તે વાત કરે ત્યારે સાચું બોલે.

(૨) જ્યારે તે લોકોના મુઆમલાતનો ફેસલો કરે ત્યારે ઈન્સાફને ન છોડે.

(૩) જ્યારે તેમનાથી રહમ (દયા)ની દરખાસ્ત કરવામાં આવે ત્યારે તે કમજોરો–નિર્બળો પર રહમ કરે. ['મુત્તફક અલયહ', 'અબૂ યઅલા']

## લાગણીઓ પર કાબૂ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદે ગિરામી છે કે :

'જે આદમીમાં આ ત્રણ વાતો ન હોય, તેનો કોઈ અમલ કામમાં ન આવશે :–

(૧) તે પોતાના મનની લાગણીઓની લગામ ઢીલી ન થવા દે (અર્થાત્ મન પર સંયમ અને કાબૂ રાખે.)

(૨) જો કોઈ નાદાન (અણસમજુ) આદમી તેના પર હુમલો કરે (તેની વિરુદ્ધ વાતો કરે) તો સહનશીલતાથી ખામોશ થઈ જાય.

(૩) લોકોની સાથે સુંદર અખ્લાકોની સાથે જીવન વીતાવે. ['તબરાની']

## જન્નતની જવાબદારી

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'મુસલમાનો ! જો તમે છ (૬) વાતોની જવાબદારી સ્વીકારી લો તો હું તમારા માટે જન્નતની જવાબદારી લઉં છું :–

(૧) જ્યારે તમે બોલો ત્યારે સાચું બોલો.

(૨) જ્યારે તમે વાયદો કરો ત્યારે તેને પૂરો કરો.

(૩) જ્યારે તમારી પાસે અમાનત રખાવવામાં આવે ત્યારે તેમાં ખ્યાનત (અપ્રામાણિકતા) ન કરો.

(૪) તમે પોતાની નજરો નીચી રાખ્યા કરો.

(૫) જુલ્મ (અત્યાચાર) કરવાથી પોતાનો હાથ રોકી રાખો.

(૬) પોતાના મનની લાગણીઓની લગામ ઢીલી થવા ન દો.(અર્થાત્ મન ઉપર કાબૂ અને સંયમ રાખો.) ['મુસ્નદે અહમદ', 'હાકિમ']

## જન્નતની બશારત

એક વખતે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જન્નતની વાત કરી અને તેની ખૂબી તથા વિશાળતા બયાન કરી.

એક સહાબી જેઓ મજલિસમાં હાજર હતા, તેઓ વ્યાકુળતાથી બોલ્યા કે :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

આ જન્નત કોને મળશે ?'

ફરમાવ્યું :

'જેણે :–

– ખૂશ કલામી કરી (સારી વાતો કરી.)

—ભૂખ્યાઓને ખાવાનું ખવરાવ્યું.

– અકસર (મોટા ભાગે) રોઝા રાખ્યા અને

– તે સમયે નમાઝ પઢી જ્યારે દુનિયા સૂતેલી હોય.'

['તિરમિઝી', 'સિરતુન્નબી']

## સચ્ચાઈ અને અમાનત તથા જૂઠાણું અને ખ્યાનત

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'તમે સચ્ચાઈને લાઝિમ પકડો અને હંમેશાં સાચું બોલો, કારણ કે સાચું બોલવું નેકીના રસ્તા પર નાંખી દે છે અને નેકી જન્નત સુધી પહોંચાડી દે છે અને આદમી જ્યારે હંમેશાં જ સાચું બોલે છે અને સચ્ચાઈને જ અપનાવી લે છે ત્યારે તે સિદ્દિકીય્યતના મકામ સુધી પહોંચી જાય છે અને અલ્લાહને ત્યાં સિદ્દીકીનમાં લખી લેવામાં આવે છે.

અને જૂઠાણાંથી હંમેશાં બચતા રહો, કારણ કે જૂઠું બોલવાની આદત આદમીને બદકારીના રસ્તા પર નાંખી દે છે અને બદકારી તેને દોઝખ સુધી પહોંચાડી દે છે અને આદમી જૂઠું બોલવાને ટેવાઈ જાય છે તથા જૂઠાણાંને અપનાવી લે છે તો અંજામ એ આવે છે કે તે અલ્લાહને ત્યાં જૂઠાંઓમાં લખી લેવામાં આવે છે.' **['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**

## અલ્લાહ અને રસૂલની હકીકી મુહબ્બત

અબ્દુર્રહમાન બિન અબી કિરાદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક દિવસે વુઝૂ કર્યું, તો આપના સહાબા વુઝૂનું પાણી લઈ લઈને (પોતાના ચહેરાઓ અને શરીરો પર) ચોપડવા લાગ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'તમને કઈ વસ્તુ આ કામ કરવા માટે પ્રેરે છે અને કઈ લાગણી

તમારી પાસે આ કામ કરાવે છે ?'

તેઓએ અરજ કરી :

'અલ્લાહ અને તેના રસૂલની મુહબ્બત !'

તેઓનો આ જવાબ સાંભળીને આપે ફરમાવ્યું :

'જે શખ્સની એ ખૂશી હોય અને તે ચાહે કે તેને અલ્લાહ અને રસૂલથી હકીકી મુહબ્બત થાય અથવા એ કે અલ્લાહ અને રસૂલ તેનાથી મુહબ્બત કરે તો તેને જોઈએ કે :

– જ્યારે તે વાત કરે ત્યારે હંમેશાં સાચું બોલે અને
– જ્યારે કોઈ અમાનત તેને સોંપવામાં આવે ત્યારે અદના ખ્યાનત (જરા સરખી યે અપ્રામાણિકતા) વગર તેને અદા કરે અને
– જેના પડોશમાં તેનું રહેવાનું હોય તેની સાથે બેહતર સુલૂક કરે.

**['શોઅબુલ ઈમાન લિલ બયહકી', 'મઆરિફુલ હદીસ']**

## અમાનત

હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જ્યારે કોઈ શખ્સ કોઈનાથી કોઈ વાત કહે (અર્થાત્ એવી વાત જેને છુપાવવાનું તે પસંદ કરતો હોય) અને પછી તે ચાલ્યો જાય તો તે અમાનત છે. (અર્થાત્ સાંભળનારાના માટે અમાનત સમાન છે અને તે વાતની હિફાઝત અમાનતની જેમ કરવી જોઈએ.)

**['તિરમિઝી', 'અબૂ દાઉદ', 'મિશ્કાત']**



હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો કોઈ ખુત્બહ કદાચ જ એવો હશે જેમાં આપે આ ન ફરમાવ્યું હોય કે :

– 'જેનામાં અમાનત નથી તેનું ઈમાન નથી ! અને
– જેનો અહદ (વાયદો) મજબૂત નથી તેનો દીન નથી !' **['મિશ્કાત']**

## ઉંમરની માનમર્યાદા

ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

– જે પોતાના નાનાઓ (નાની ઉંમરવાળાઓ) પર રહમ ન કરે,

– જે પોતાના વડીલોની તા'ઝીમ (માન–આદર) ન કરે અને

– જે અમ્ર બિલ મઅરૂફ (નેક કામોના હુકમ કરવાનું) અને નહી અનિલ મુન્કર (બુરા કામોથી રોકવાનું) કામ ન કરે, તે અમારા મશરબ (મઝહબ)નો માણસ નથી !'

['તિરમિઝી', 'તર્જુમાનુસ્સુન્નહ']

## શરમ અને હયા

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદે ગિરામી છે કે :

'દરેક દીન (ધર્મ)નો એક અખ્લાક અનોખો–અનેરો હોય છે. આપણા દીન (ઈસ્લામ)નો અનોખો અખ્લાક શરમ (લજ્જા) છે.'

['માલિક', 'મઆરિફુલ હદીસ']



હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

– 'જ્યારે અલ્લાહ કોઈ બંદાને હલાક કરવા ચાહે છે ત્યારે તેનામાંથી હયા (લજ્જા) છીનવી લે છે. જ્યારે તેનામાં શરમ નથી રહેતી ત્યારે તે લોકોની નજરોમાં હકીર (તુચ્છ) અને તિરસ્કારને પાત્ર બની જાય છે.

– જ્યારે તેની હાલત આ નવબત સુધી પહોંચી જાય છે ત્યારે પછી તેની પાસેથી અમાનતની સિફત પણ છીનવી લેવામાં આવે છે. જ્યારે તેનામાં અમાનતદારી નથી રહેતી ત્યારે તે ખ્યાનત પર ખ્યાનત (કરવામાં) ફસાતો જાય છે.

– તે પછી તેની પાસેથી સિફતે રહમત ઉઠાવી લેવામાં આવે છે. તે પછી તો તે ફિટકારાતો માર્યો માર્યો ભટકવા લાગે છે.

– જ્યારે તમે તેને આ પ્રમાણે માર્યો માર્યો ફરતો જુઓ ત્યારે (તેનો) તે સમય નજીક આવી જાય છે કે હવે તેની પાસેથી ઈસ્લામનો રિશ્તહ (સંબંધ) પણ આંચકી લેવામાં આવે.' ['ઈબ્ને માજહ']



હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'અલ્લાહ તઆલાથી એવી હયા કરો જેવી તેનાથી હયા કરવી જોઈએ.'

જેમને સંબોધીને કહેવામાં આવ્યું તેઓએ અરજ કરી :

'અલ્હમ્દુલિલ્લાહ ! અમે અલ્લાહથી હયા કરીએ છીએ !'

આપે ફરમાવ્યું :

'એ નહીં !'

(અર્થાત્ હયાનો ભાવાર્થ એટલો મર્યાદિત નથી જેટલો તમે સમજો છો.)

'બલકે અલ્લાહ તઆલાથી હયા કરવાનો હક આ છે કે :–

– માથું અને માથામાં (મગજમાં) જે વિચારો અને ખ્યાલો છે તે બધાંની નિગહદાશ્ત કરો (સંભાળ રાખો) !
(અર્થાત્ બુરા વિચારોથી દિમાગની હિફાઝત કરો !) અને

– પેટની તથા જે કંઈ તેમાં ભર્યું છે તે સર્વની નિગરાની કરો ! (અર્થાત્ હરામ અને નાજાઈઝ ખોરાકથી પેટની હિફાઝત કરો !) અને

– મોત તેમજ મોત પછી કબરમાં જે હાલત થવાની છે તેને યાદ કરો ! અને

– જે શખ્સ આખિરતને પોતાનો મકસૂદ (લક્ષ્ય) બનાવશે, તે દુનિયાના આરામ અને વૈભવ–વિલાસથી અલગ થઈ જશે તથા આ થોડાં દિવસની જિંદગીના વૈભવ–વિલાસની તુલનામાં આગળ આવનારી જિંદગીની કામિયાબીને પોતાના માટે પસંદ કરશે અને અપનાવશે.

તો જેણે આ પ્રમાણે કર્યું, સમજી લો કે,

અલ્લાહ તઆલાની હયા કરવાનો હક તેણે અદા કર્યો !'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## નરમ સ્વભાવ

હઝરત જરીર (રદિ.)થી રિવાયત છે :

તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :

આપે ફરમાવ્યું :

'જે આદમી નરમીની સિફતથી મહરૂમ કરવામાં આવ્યો તે તમામ ખયરથી મહરૂમ કરવામાં આવ્યો.'

**['મઆરિફુલ હદીસ', 'સહીહ મુસ્લિમ']**

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'શું હું તમને એવા શખ્સની જાણ ન કરું જે દોઝખના માટે હરામ છે અને દોઝખની આગ તેના પર હરામ છે ? સાંભળો ! સાંભળો ! હું બતાઉં છું કે દોઝખની આગ હરામ છે દરેક એવા શખ્સ પર જે મિઝાજનો તેજ ન હોય, નરમ હોય, લોકોથી નજીક થનારો હોય, વિનમ્ર સ્વભાવનો હોય.'

**['મઆરિફુલ હદીસ', 'અબૂ દાઉદ', 'તિરમિઝી']**



## વચન પાલન અને વચનભંગ

હઝરત ઝયદ બિન અરકમ (રદિ.)થી રિવાયત છે કે :

તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ કરે છે કે :

આપે ફરમાવ્યું :

'જ્યારે કોઈ આદમીએ પોતાના કોઈ ભાઈથી આવવાનો વાયદો કર્યો અને તેની નિય્યત પણ હતી કે તે વાયદો પૂરો કરશે, પરંતુ (કોઈ કારણે) તે નક્કી કરેલા સમયે આવ્યો નહીં, તો તેના પર કોઈ ગુનાહ નથી.'

**['સુનને અબી દાઉદ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']**



## વિનમ્રતા

રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

અલ્લાહ તઆલાએ મને વહી મોકલી છે કે :

'તમે તવાઝુઅ અર્થાત્ વિનમ્રતા અપનાવો કે કોઈ એક બીજા પર ફખર ન કરે અને કોઈ કોઈના પર ઝયાદતી (અત્યાચાર) ન કરે.'

['મિશ્કાત']



હઝરત ઉમર ફારૂક (રદિ.)એ એક દિવસે મિમ્બર ઉપર ઈરશાદ ફરમાવ્યો કે :

'લોકો ! વિનમ્રતા અને ખાકસારી અપનાવો, કારણ કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે :

આપ ફરમાવતા હતા :

'જેણે અલ્લાહના માટે (અર્થાત્ અલ્લાહનો હુકમ સમજીને અને તેની ખૂશી હાસિલ કરવા માટે) ખાકસારીની વર્તણૂંક અપનાવી (અને ખુદાના બંદાઓની તુલનામાં પોતાની જાતને ઊંચી કરવાના બદલે નીચી રાખવાની કોશિશ કરી) તો અલ્લાહ તઆલા તેને બુલંદ કરશે, જેનું પરિણામ એ હશે કે તે પોતાના ખ્યાલ અને પોતાની નિગાહમાં તો નાનો હશે, પરંતુ આમ બંદગાને ખુદાની નિગાહમાં ઊંચો હશે.

અને જે કોઈ તકબ્બુર અને મોટાઈની વર્તણૂંક અપનાવશે તો અલ્લાહ તઆલા તેને નીચે પાડી દેશે, જેનું પરિણામ એ હશે કે, તે આમ લોકોની નિગાહોમાં ઝલીલ અને હકીર થઈ જશે, જો કે ખૂદ પોતાના ખ્યાલમાં મોટો હશે, પરંતુ બીજાઓની નઝરોમાં તે કૂતરાઓ અને ભૂંડોના કરતાં પણ વધારે ઝલીલ અને તુચ્છ થઈ જશે.' ['શોઅબુલ ઈમાન લિલ બયહકી']

## અલ્લાહની માફીથી મહરૂમી

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ત્રણ આદમીઓ છે જેની સાથે અલ્લાહ તઆલા કિયામતમાં કોઈ વાત નહીં કરશે અને તેઓને પાક કરશે નહીં.'

અને એક રિવાયતમાં એ પણ છે કે :

'તેમની તરફ (અલ્લાહ તઆલા) નિગાહ પણ નહીં કરશે અને તેમના માટે આખિરતમાં દર્દનાક અઝાબ છે :–

(૧) વૃદ્ધ વ્યભિચારી

(૨) જૂઠો હાકિમ (શાસનકર્તા) અને

(૩) નાદાર અને ગરીબ અભિમાની

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## શુક્રની અદાયગી

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :

સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે નેઅમતની શરૂઆતમાં : 'બિસ્મિલ્લાહ' અને છેવટમાં : 'અલ્હમ્દુલિલ્લાહ' હોય તે નેઅમત વિશે કિયામતમાં પૂછપરછ નહીં થશે.'

['ઈબ્ને હિબ્બાન']

## સબર

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'શું હું તમને એવી ચીઝ ન બતાઉં, જેનાથી અલ્લાહ તઆલા ગુનાહોને મિટાવે છે ? અને દરજ્જાઓને વધારે છે ?'

લોકોએ અરજ કરી :

'જરૂર બતાવો, યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !'

આપે ફરમાવ્યું :

– 'વુઝૂ પરિપૂર્ણ રીતે કરવું, અણગમાની હાલતમાં (કે કોઈ કારણે વુઝૂ કરવું મુશ્કેલ જણાતું હોય, પરંતુ પછી હિંમત કરે છે.) અને

– ઘણાં કદમ નાખવા (ચાલવા) મસ્જિદોની તરફ (અર્થાત્ દૂરથી આવવું કે વારંવાર આવવું.) અને

– એક નમાઝ પછી બીજી નમાઝનો ઈન્તેઝાર કરવો.

['મુસ્લિમ', 'તિરમિઝી']

નોંધ :

આવા વખતે વુઝૂ કરવું સબરની એક મિસાલ છે.



હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જ્યારે કોઈ બંદાનું બાળક મરણપામે છે, (ત્યારે) અલ્લાહ તઆલા ફરિશ્તાઓથી ફરમાવે છે :

'તમે મારા બંદાના બાળકનો જાન લઈ લીધો ?'

તેઓ કહે છે :

'હા.'

પછી ફરમાવે છે :

'મારા બંદાએ શું કર્યું ?'

તેઓ કહે છે :

'આપની હમ્દ (અને સના) કરી તેમ જ ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન કહ્યું.'

પછી અલ્લાહ તઆલા ફરમાવે છે :

'મારા બંદાના માટે જન્નતમાં એક ઘર બનાવો અને તેનું નામ બયતુલ હમ્દ રાખો !' ['અહમદ', 'તિરમિઝી', 'હયાતુલ મુસ્લિમીન']



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

ઈરશાદ ફરમાવ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

'ચાર ચીઝો એવી છે કે તે જે શખ્સને મળી ગઈ, તેને દુનિયા અને આખિરતની ભલાઈઓ મળી ગઈ :–

(૧) દિલ શુક્ર કરનારું,

(૨) ઝબાન ઝિક્ર કરનારી,

(૩) બદન જે બલા પર સબર કરનારું હોય અને

(૪) બીબી (પત્ની) જે પોતાના જાન અને શવહર (પતિ)ના માલમાં તેનાથી ખ્યાનત નથી કરવા ચાહતી. **['બયહકી', 'હયાતુલ મુસ્લિમીન']**

**નોંધ :**

કોઈ સમય એનાથી ખાલી નથી કે ઈન્સાન પર કોઈ ને કોઈ હાલત ન થતી હોય :

– કયાં તો તબીઅતના મુવાફિક (સ્વભાવને અનુકૂળ)

– કયાં તો તબીઅતના મુખાલિફ (સ્વભાવને પ્રતિકૂળ)

– પ્રથમ (પ્રકારની) હાલતમાં શુક્રનો હુકમ છે.

– બીજી હાલતમાં સબરનો હુકમ છે.

તો સબ્ર અને શુક્ર પ્રત્યેક પળે કરવાના કામો થયાં.

મુસલમાનો ! એને ન ભૂલશો ! તે પછી જો જો કેવી લિઝઝત અને રાહતમાં રહેશો !

આ બધી હદીસો 'મિશ્કાત'માંથી લેવામાં આવી છે.

**['હયાતુલ મુસ્લિમીન']**



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે શખ્સ સબ્ર કરવાની કોશિશ કરશે, ખુદા તેને સબ્ર આપશે અને સબ્ર કરતાં વધારે બેહતર તેમ જ બીજી ઘણી બધી ભલાઈઓને સમેટનારી બખ્શિશ અન્ય કોઈ નથી.' **['બુખારી', 'મુસ્લિમ']**



# સબ્ર અને શુક્ર

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જ્યારે તમારામાંથી કોઈ એવા શખ્સને જુએ જે માલ અને દૌલત તેમજ જિસ્માની બનાવટ અર્થાત્ શકલ અને સૂરતમાં એના કરતાં ચઢિયાતો છે (અને તેના કારણે તેના દિલમાં ઈર્ષ્યા અને લાલચ તથા શિકાયત પેદા થાય) તો તેને જોઈએ કે કોઈ એવા બંદાને જુએ જે આ ચીઝોમાં તેના કરતાં પણ કમતર હોય (જેથી ઈર્ષ્યા અને લાલચ તેમ જ શિકાયતના બદલે સબ્ર અને શુક્ર પેદા થાય.)' **['બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**



હઝરત સુહૈબ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મોમિન બંદાનો મામલો પણ અજીબ છે.

તેના દરેક મામલામાં અને દરેક હાલતમાં તેના માટે ભલાઈ જ ભલાઈ છે !

– જો તેને ખૂશી, રાહત અને આરામ પહોંચે તો તે પોતાના પરવરદિગારનો શુક્ર અદા કરે છે અને એ તેના માટે ભલાઈ જ ભલાઈ છે ! અને
– જો તેને કોઈ દુઃખ અને રંજ પહોંચે છે તો તે (તેને પણ પોતાના હકીમ અને કરીમ પરવરદિગારનો ફેસલો સમજીને તથા તેની ઈચ્છા પર યકીન કરીને) તેના પર સબ્ર કરે છે અને આ સબ્ર પણ તેના માટે સરાસર ખૈર અને બરકતનો સબબ બને છે !' **['મઆરિફુલ હદીસ', 'મુસ્લિમ']**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

આપે ઈરશાદ ફરમાવ્યો :

'જે બંદો કોઈ જાની કે માલી મુસીબતમાં સપડાયેલો હોય અને તે કોઈનાથી એ જાહેર ન કરે અને ન લોકોથી શિકવા અને શિકાયત કરે, તો અલ્લાહ તઆલાની જવાબદારી છે કે તે તેને બખ્શી દે.'

**['મુઅજમે અવસત તબરાની', 'મઆરિફુલ હદીસ']**

હઝરત ઉસામહ બિન ઝૈદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાહબ ઝાદી (હઝરત ઝયનબ રદિ.)એ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે સંદેશો મોકલ્યો કે :

'મારા બાળકનો આખરી દમ છે અને ચલચલાવનો સમય છે માટે આપ અત્યારે તશરીફ લઈ આવો .'

આપે એના જવાબમાં સંદેશો મોકલ્યો કે :

'બેટી ! અલ્લાહ તઆલા કોઈનાથી જે કંઈ લે તે પણ તેનું જ છે, અને કોઈને જે કંઈ આપે તે પણ તેનું જ છે. ટૂંકમાં હરેક ચીઝ, હરેક હાલતમાં તેનીજ છે (જો કોઈને આપે છે તો પોતાની ચીઝ આપે છે, અને કોઈથી લે છે તો પોતાની ચીઝ લે છે.) અને દરેક ચીઝના માટે તેના તરફથી એક મુદ્દત અને એક સમય મુકર્રર (નિર્ધારિત) છે (અને તે સમય આવી જવાથી તે આ દુનિયાથી ઉઠાવી લેવામાં આવે છે.) માટે જોઈએ કે સબ્ર કરો અને અલ્લાહ તઆલાથી આ સદમા (આઘાત)ના અજ્ર અને સવાબના તાલિબ (ઈચ્છુક) બનો !'

સાહબઝાદી સાહિબાએ ફરી પાછો આપની પાસે સંદેશો મોકલ્યો; અને કસમ આપી કે અત્યારે હુઝૂર જરૂર જ તશરીફ લઈ આવે.

એટલે આપ ઊઠીને ચાલી નીકળ્યા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અસ્હાબમાંથી સઅદ બિન ઉબાદહ, મઆઝ બિન જબલ, ઉબય બિન કઅબ અને ઝયદ બિન સાબિત રદિયલ્લાહુ તઆલા અલયહિમ અજમઈન અને બીજા પણ કેટલાક લોકો આપના સંગાથમાં થઈ ગયા.

પછી તે બાળકને ઉઠાવીને આપની ગોદમાં આપી દેવામાં આવ્યું અને તેનો શ્વાસ ઊખડી રહ્યો હતો (ધીમો પડી રહ્યો હતો.)

તેની આ હાલત જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોથી આંસૂ વહેવા લાગ્યા. એથી સઅદ બિન ઉબાદહ (રદિ.)એ અરજ કરી :

'હઝરત ! આ શું ? !'

આપે ફરમાવ્યું કે :

'આ રહમતના ત જઝબહની અસર છે કે જે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓના દિલોમાં મૂકી દીધો છે અને અલ્લાહની રહમત તે જ બંદાઓ પર થશે જેમના દિલોમાં રહમતનો આ જઝબહ હોય (અને જેમના દિલ સખ્ત અને રહમતના જઝબહથી ખાલી હશે તે ખુદાની રહમતના મુસ્તહિક—અધિકારી ન થશે.)'

['બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## સખાવત અને કંજૂસાઈ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'અલ્લાહ તઆલાનો પોતાના બંદાઓને ઈરશાદ છે કે :

તમે બીજાઓ પર ખર્ચ કરતા રહો, હું તમારા પર ખર્ચ કરતો રહીશ.'

['બુખારી', 'મુસ્લિમ']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'ઈર્ષ્યા, કંજૂસાઈ અને ઈમાન કદી એક દિલમાં ભેગાં નથી થઈ શકતાં.'

(અર્થાત્ કૃપણતા, કંજૂસાઈ અને ઈમાન વચ્ચે કોઈ મેળ નથી.)

['સુનને નસાઈ']

## કનાઅત (થોડાં પર સંતોષ માનવો) અને ઈસ્તિગ્ના (નિષ્પૃહતા, બેનિયાઝી)

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે :

અનસારમાંથી કેટલાક લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કંઈક માંગ્યું. આપે તેમને આપ્યું. (પરંતુ તેમની માંગણી પૂરી ન થઈ.) અને તેઓએ ફરી પાછી માંગણી કરી. આપે ફરી પાછું તેમને આપ્યું. અહીં સુધી કે જે કંઈ આપની પાસે હતું તે બધું પૂરું થઈ ગયું ! અને બાકી કંઈ ન રહ્યું !

તો આપે તે અનસારીઓથી ફરમાવ્યું.

'સાંભળો ! જે માલ કે દવલત પણ મારી પાસે હશે અને કયાંકથી આવશે તેને હું તમારાથી બચાવીને નહીં રાખીશ અને મારી પાસે સંગ્રહ નહીં કરીશ; બલકે તમને આપતો રહીશ

પરંતુ આ વાત સારી રીતે સમજી લો કે, આવી રીતે માંગ માંગ કરીને મેળવવાથી આસૂદગી (આર્થિક સમૃદ્ધિ) અને ખૂદઅયશી (આત્મસુખ) હાસિલ નહીં થશે, બલકે અલ્લાહ તઆલાનો કાનૂન એ છે કે :

જે કોઈ ખૂદ અફીફ બનવા ચાહે છે અર્થાત્ બીજાઓની સામે હાથ ફેલાવવાથી પોતાને બચાવવા ચાહે છે તો અલ્લાહ તઆલા તેને મદદ ફરમાવે છે અને માંગવાની ઝિલ્લત (નાનામ)થી તેને બચાવે છે અને

જે કોઈ બંદાઓની સામે પોતાની મોહતાજી જાહેર કરવાથી બચવા ચાહે છે (અર્થાત પોતાને બંદાઓનો મોહતાજ અને નિયાઝમંદ બનાવવા નથી ચાહતો) તો અલ્લાહ તઆલા તેને બંદાઓથી બેનિયાઝ કરી દે છે અને

જે કોઈ કઠણ મોકા પર પોતાની તબીઅત (મન)ને મજબૂત કરીને સબ્ર કરવા ચાહે છે તો અલ્લાહ તઆલા તેને સબ્રની તૌફીક આપી દે છે (અને સબ્રની હકીકત તેને પ્રાપ્ત થઈ જાય છે.)

અને કોઈ બંદાને પણ સબ્ર કરતા વધારે વિશાળ કોઈ નેઅમત અર્પણ નથી થઈ.' ['સુનને અબૂ દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## કરકસર

હઝરત અનસ અને અબૂ ઉમામહ અને ઈબ્ને અબ્બાસ અને અલી રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનથી (મજમૂઅન અને મર્ફૂઅન) રિવાયત છે કે :

'મધ્યમ માર્ગથી ચાલ ચાલવું (અર્થાત્ ન કંજૂસી કરે અને ન નકામો ખર્ચ કરી માલ ઉડાવી દે, બલકે સમજી વિચારીને અને સંભાલીને, હાથ રોકીને, કરકસર તથા ઈન્તિઝામ અને સમતોલનની સાથે, જરૂરત પ્રમાણે માલ ખર્ચ કરે તો એવી રીતે ખર્ચ કરવું) પણ અર્ધી કમાણી છે. જે શખ્સ (ખર્ચ કરવામાં આવી રીતે) મધ્યમ ચાલ ચાલે તે મોહતાજ નથી થતો અને નકામો ઉડાઉ ખર્ચ કરવામાં વધારે માલ પણ નથી રહેતો.'

['અશ્કરી, દયલમી...વગેરે]

## માફી માંગવી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જે શખ્સના શિર પર પોતાના કોઈ મુસલમાન ભાઈનો કોઈ હક હોય (દાખલા તરીકે : ગીબત કરેલી હોય અથવા માલ છીનવી લીધો હોય) તો તેને જોઈએ કે આજે (દુનિયામાં) આ છીનવેલા હકોને તેની પાસે માફ કરાવી લે, એ પહેલાં કે (કિયામતમાં) તેની પાસે ન દીનાર હશે, ન દિરહમ. જો તેની પાસે નેક અમલ હશે તો એ ઝુલ્મના પ્રમાણમાં તેના નેક અમલ તેની પાસેથી લઈ લેવામાં આવશે અને જો તેની પાસે નેકીઓ ન હશે તો તેના મઝલૂમ (પીડિત) ભાઈની બુરાઈઓ લઈને તેની ઉપર લાદવામાં આવશે.' ['મિશ્કાત']

## ભૂલ માફ કરવી

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'કિયામતના દિવસે એક પોકાર કરનારો પોકાર કરશે :

તે લોકો કયાં છે જેઓ લોકોની ભૂલો માફ કરી દેતા હતા ? તેઓ પોતાના પરવરદિગારની સમક્ષ આવે અને પોતાનું ઈનામ લઈ જાય, કારણ કે દરેક મુસલમાન જેની આ આદત હતી (તે) જન્નતમાં દાખલ થવાનો હકદાર છે.' ['અબૂશયખ ફીસ્સવાબ અન ઈબ્ને અબ્બાસ']



હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે આદમી ચાહે છે કે કિયામતના દિવસે તેના દરજ્જાઓ બુલંદ થાય તેને જોઈએ કે :

– તે આદમીથી દરગુજર કરે જેણે તેના પર ઝુલ્મ કર્યો હોય, અને
– તેને આપે જેણે તેને ન આપ્યું હોય, અને
– તેની સાથે સંબંધ જોડે જેણે તેની સાથે સંબંધ તોડયો હોય, અને

– તેની સાથે સહનશીલતા કરે જેણે તેને બુરું કહ્યું હોય.'

['ઈબ્ને અસાકિર અન અબી હુરયરહ']



હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

એક શખ્સ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! પોતાના ખાદિમ (ગુલામ કે નોકર)ની ભૂલ કેટલી વખત માફ કરું ?'

આપે તેને કોઈ જવાબ નહીં આપ્યો અને ખામોશ રહ્યા.

તેણે ફરી એ જ વાત અરજ કરી કે :

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! હું મારા ખાદિમને કેટલી વખત માફ કરું ?'

આપે ઈરશાદ ફરમાવ્યો :

'દરરોજ સિત્તેર (૭૦) વખત !'

['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## ખામોશી

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે દરજ્જો ખામોશીના કારણે ઈન્સાનોને મળે છે તે સાઠ (૬૦) વરસની નફિલ ઈબાદતોના કરતાં બેહતર છે.' ['મિશ્કાત']

## ત્યાગ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અબૂબકર (રદિ.)થી ફરમાવ્યું :

'હે અબૂબકર ! ત્રણ વાતો છે જે બધી જ હક છે :

(૧) જે બંદા પર કોઈ ઝુલ્મ કરવામાં આવે અને પછી તે માત્ર અલ્લાહના

માટે તેનાથી ચશ્મપોશી કરી લે (આંખ મિચામણ કરી લે) તો આ ઝુલ્મના કારણે અલ્લાહ તઆલા તેની મદદ કરે છે.

(૨) જે બંદો સિલહરહમીના ઈરાદાથી બખ્શિશનો કોઈ દરવાજો ખોલે છે તો અલ્લાહ તઆલા આ ખસલત (સિલહરહમી)ના કારણે તેના માલમાં વધારો કરી દે છે, અને

(૩) જે બંદો (બીજાઓ પાસે) માંગવાનો દરવાજો ખોલે છે અને એનાથી તેનો ઈરાદો એ હોય છે કે (તેના) માલમાં વધારો થાય તો અલ્લાહ તઆલા એ ખસલત (માંગવાની આદત)ના કારણે તેની તંગદસ્તીમાં વધારો જ કરતો રહેશે. ['મિશ્કાત']

## નકામી વાતો છોડવી

હઝરત અલી બિન હુસૈન ઝયનુલ આબિદીન (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'આદમીના ઈસ્લામની સુંદરતા અને પરિપૂર્ણતામાં આ પણ છે કે જે વાત તેના માટે જરૂરી અને ફાયદાકારક ન હોય તેને છોડી દે.'

['મિશ્કાત']

## રહમદિલી અને બેરહમી

હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'તે લોકો અલ્લાહ તઆલાની ખાસ રહમતથી મહરૂમ રહેશે જેમના દિલોમાં બીજા આદમીઓના માટે રહમ નથી અને જેઓ બીજા ઉપર દયા નથી કરતા.' ['બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## નેકી

હઝરત વાબિસહ બિન મઅબદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'હે વાબિસહ ! તું એ પૂછવા આવ્યો છે કે નેકી શું ચીઝ છે અને ગુનાહ શું છે ?'

મેં અરજ કરી :

'જી હા.'

(આ સાંભળીને) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની આંગળીઓને ભેગી કરી અને મારા સીના પર મારીને ફરમાવ્યું :

'પોતાના નફસથી પૂછ !

પોતાના દિલથી પૂછ !'

ત્રણ વખત આ શબ્દો ફરમાવ્યા અને પછી ફરમાવ્યું કે :

'નેકી આ છે કે જેનાથી નફસને સુકૂન (શાંતિ) થાય તેમ જ જેનાથી દિલને સુકૂન થાય ! અને ગુનાહ તે છે જે નફસમાં અલિશ (ખટકો) પેદા કરે, ભલે ને લોકો એને જાઈઝ હોવાનો ફતવો આપે !'

['મુસ્નદે અહમદ', 'દારમી', 'મિશ્કાત']



હઝરત અબૂઝર (રદિ.) ફરમાવે છે કે :

સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'તમે કોઈ નાનામાં નાની નેકીને તુચ્છ સમજીને ન કર્યા કરો. બીજું કંઈ ન થઈ શકે તો પોતાના મુસલમાન ભાઈથી હસતા ચહેરે મુલાકાત જ કરી લેતા રહો.'

['મુસ્લિમ']

## સદકાતે જારિયહ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

– 'ઈલ્મનો ફેલાવો કરવો,

– નેક અવલાદ છોડી જવી,

– મસ્જિદ કે મુસાફિરખાના બનાવવા,

– કુર્આન મજીદ વારસામાં છોડી જવું,

– નહેર ચાલુ કરવી, અને

– જીવતા જીવંત તંદુરસ્તીની હાલતમાં પોતાના માલમાંથી ખયરાત કરવું,

આ બધી વાતો એવી છે, જેનો સવાબ મરવા પછી મુસલમાનને મળતો રહે છે. ['ઈબ્ને માજહ']

## ચિંતન અને મનન

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'મુસલમાનો ! પોતાના દિલોને વિચારવાની આદત પાડો અને ખુદાની નેઅમતો પર ચિંતન કર્યા કરો, પરંતુ ખુદાની હસ્તી પર ચિંતન ના કરશો !' ['અબૂશ્શયખ ફીલ અઝ્મહ]



# અખ્લાકે રઝીલહ

## અર્થાત્

# દુષ્ટ વૃત્તિઓ

'ઝવાજિર'માં 'દયલમી'ના હવાલાથી બયાન કરવામાં આવ્યું છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'ખૂદબીની (હુંપદ, આત્મભાવ, ગર્વ, અભિમાન) એવી બુરી બલા છે કે તેનાથી ૭૦ (સિત્તેર) વરસના બેહતરીન અમલ બરબાદ થઈ જાય છે.'

['દયલમી']

## બેહયાઈ (નિર્લજ્જતા)નો પ્રચાર

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ ફરમાવે છે :

'બેહયાઈ (નિર્લજ્જતા, બેશરમી)ની વાતો કરનારો અને તેનો ફેલાવો કરનારો અને પ્રચાર કરનારો બંને ગુનાહમાં એક સરખા છે.'

['અલ અદબુલ મુફરદ']

## બીજાઓને તુચ્છ સમજવા

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'દરેક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. તેના પર કોઈ ઝુલ્મ અને ઝિયાદતી (અત્યાચાર) ન કરે (અને જ્યારે તે એની મદદ અને

સહાયનો મોહતાજ હોય ત્યારે તેની મદદ કરે) અને તેને મદદ વગર ન છોડે અને તેને તુચ્છ ન સમજે અને ન તેની સાથે તુચ્છકારનો વર્તાવ કરે (શું ખબર છે કે તેના દિલમાં તકવો હોય, જેના કારણે અલ્લાહ તઆલાની નઝદીક મુકર્રબ–નિકટનો અને મુકર્રમ–કૃપાપાત્ર હોય) !'

તે પછી આપે ત્રણ વખત પોતાના સીના તરફ ઈશારો ફરમાવતા ઈરશાદ ફરમાવ્યો કે :

'તકવો અહીં (સીનામાં) હોય છે. (શકય છે કે, તમે કોઈને જાહેરી હાલતથી મામૂલી માણસ સમજતા હોય, અને પોતાના દિલના તકવાના કારણે તે અલ્લાહની નજદીક મુહતરમ–માનનીય હોય, એટલા માટે કયારે ય મુસલમાનને તુચ્છ ન સમજો.) આદમીના બુરા હોવાના માટે એટલું જ પૂરતું છે કે તે પોતાના મુસલમાન ભાઈને તુચ્છ સમજે અને તેની સાથે તુચ્છ વર્તન કરે. મુસલમાનની દરેક ચીઝ બીજા મુસલમાનના માટે આદર કરવા લાયક છે. તેનું લોહી, તેનો માલ અને તેની આબરૂ.

(એટલા જ માટે તેનું નાહક લોહી વહાવવું, તેનો માલ લેવો અને તેની આબરૂને કલંક લગાડવું એ સર્વ હરામ છે.)

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

કિયામતની નિશાનીઓમાંથી એ પણ છે કે,

મા'મૂલી કક્ષાના લોકો મોટા મોટા મકાનો અને ઊંચી ઊંચી હવેલીઓ બનાવીને તેના પર ફખ્ર (ગર્વ) કરશે !' ['બુખારી', 'મુસ્લિમ']

## રિયા (આડંબર)

મહમૂદ બિન લુબૈદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મને તમારા વિશે સૌથી વધારે ખતરો શિર્કે અસગર (નાના શિર્ક)નો છે.'

કેટલાક સહાબા (રદિ.)એ અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

શિર્કે અસગરનો શું અર્થ છે ?'

આપે ઈરશાદ ફરમાવ્યો :

'રિયા (કોઈ નેક કામ લોકોને દેખાડવા માટે કરવું.)'

['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ']



ઈખ્લાસ અને લિલ્લાહિય્યત

(અર્થાત્ દરેક નેક અમલને અલ્લાહ તઆલાની પ્રસન્નતા અને રહમતની તલબમાં કરવું.)

જેવી રીતે ઈમાન અને તવહીદનો તકાઝો છે તથા અમલનો જાન (પ્રાણ) છે તેવી રીતે

રિયા અને સુમ્અહ

(અર્થાત્ લોકોને દેખાડવા માટે અને દુનિયામાં શુહરત ખ્યાતિ અને નામવરીના માટે નેક અમલ કરવો)

ઈમાન અને તવહીદની વિરુદ્ધ તથા એક પ્રકારનો શિર્ક છે.

['મઆરિફુલ હદીસ']



શદ્દાદ બિન ઔસ (રદિ.)થી રિવાયત છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે,

આપ ફરમાવતા હતા :

'જેણે (લોકોને) દેખાડવાના માટે નમાઝ પઢી તેણે શિર્ક કર્યો અને જેણે (લોકોને) દેખાડવાના માટે રોઝહ રાખ્યા તેણે શિર્ક કર્યો અને જેણે (લોકોને) દેખાડવાના માટે સદકહ કર્યો તેણે શિર્ક કર્યો.'

['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'આખરી ઝમાનામાં કેટલાક એવા મક્કાર (દગાબાઝ) લોકો પેદા થશે જેઓ દીન (મઝહબ)ની આડમાં દુનિયાનો શિકાર કરશે. તેઓ લોકો આગળ પોતાની દુરવેશી અને મિસ્કીની જાહેર કરવા માટે અને તેઓને પ્રભાવિત કરવાના માટે મેંઢાઓની ખાલનો લિબાસ પહેરશે. તેઓની ઝબાનો ખાંડ કરતાં વધારે મીઠી હશે, પરંતુ તેમના સીનામાં મેંઢાઓના જેવા દિલ હશે!

(તેઓના વિશે) અલ્લાહ તઆલાનું ફરમાન છે :

'શું આ લોકો મારા ઢીલ આપવાથી ધોકો ખાય રહ્યા છે ? કે મારાથી નિડર–નિર્ભય થઈને મુકાબલાનું સાહસ કરી રહ્યા છે ?'

તો મને કસમ છે કે હું આ મક્કારો–દગાબાઝોમાં તેઓમાંથી જ એવો ફિત્નો પેદા કરીશ જે તેમનામાંના બુદ્ધિમાનો અને સમજુ લોકોને પણ હેરાન કરીને (નવાઈ પમાડીને) છોડશે !' ['જામિઅ તિરમિઝી']

## ઝિના (વ્યભિચાર)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

– 'બંને આંખોનો વ્યભિચાર (વાસનાથી) જોવું છે, અને
– બંને કાનોનો વ્યભિચાર (વાસનાથી) વાતો સાંભળવી છે, અને
– જીભનો વ્યભિચાર (વાસનાથી) વાતો કરવી છે, અને
– હાથનો વ્યભિચાર (વાસનાથી) કોઈનો હાથ વગેરે પકડવું છે, અને
– પગનો વ્યભિચાર (વાસનાથી) કદમ ઉઠાવવા છે, અને
– કલ્બ (દિલ)નો વ્યભિચાર એ છે કે (વાસનાથી) તે (શખ્સ) ખ્વાહિશ કરે છે અને તમન્ના કરે છે ....' ['મુસ્લિમ', 'હયાતુલ મુસ્લિમીન']

## ગુસ્સો

હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જ્યારે તમારામાંથી કોઈને ગુસ્સો આવે અને જો તે ઊભો હોય તો જોઈએ કે તે બેસી જાય, પછી જો બેસવાથી ગુસ્સો ઊતરી જાય તો ઠીક અને જો તે પછી પણ ગુસ્સો બાકી રહે તો જોઈએ કે સૂઈ જાય.'

**['મુસ્નદે અહમદ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']**



સહલ બિન મઆઝ પોતાના માનનીય પિતા હઝરત મઆઝ (રદિ.)થી રિવાયત કરે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જે શખ્સ ગુસ્સાને પી જાય એવી હાલતમાં કે તેનામાં એટલી તાકત અને કુવ્વત છે કે પોતાના ગુસ્સાના તકાઝાનો તે અમલ કરી શકે છે અને પૂરો કરી શકે છે, (પરંતુ તે છતાં માત્ર અલ્લાહના માટે પોતાના ગુસ્સાને પી જાય છે અને જેના પર તેને ગુસ્સો છે તેને કોઈ સઝા નથી આપતો) તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તમામ લોકોની સામે તેને બોલાવશે અને તેને અધિકાર આપશે કે જન્નતની હૂરોમાંથી જે હૂરને ચાહે પોતાના માટે પસંદ કરી લે.'

**['જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']**



હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'મુસલમાનો ! જો તમારામાંથી કોઈને ગુસ્સો આવે તો લાઝિમ છે કે તે ખામોશ થઈ જાય.' **['અન ઈબ્ને અબ્બાસ']**



'તે આદમી તાકતવર (બળવાન) નથી જે લોકોને દબાવે છે અને તાબે કરે છે, બલ્કે તે આદમી તાકતવર છે જે પોતાના નફસને દબાવી શકતો હોય અને તાબે કરી શકતો હોય.'

**['અન અબી હુરયરહ', 'મઆરિફુલ હદીસ']**



હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'રઝાએ ઈલાહી—અલ્લાહની પ્રસન્નતાના માટે ગુસ્સાના ઘૂંટને પી જવાથી વધીને બીજો કોઈ ઘૂંટ નથી !



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જ્યારે ગુસ્સો આવે ત્યારે વુઝૂ કરી લેવું જોઈએ.'



'જો ઊભા રહેવાની હાલતમાં ગુસ્સો આવે તો બેસી જાય ! અને બેસવાની હાલતમાં ગુસ્સો આવે તો સૂઈ જાય !'



'ગુસ્સાના વખતે :

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ પઢવાથી ગુસ્સો જતો રહે છે.' ['બુખારી', 'મુસ્લિમ']

## ગીબત (નિંદા)

હઝરત અબૂ સઈદ ખુદરી અને હઝરત જાબિર રદિયલ્લાહુ તઆલા અન્હુમાથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ગીબત ઝિના (વ્યભિચાર) કરતાં વધારે સખ્ત અને સંગીન છે.'

કેટલાક સહાબા (રદિ.)એ અરજ કરી કે :

'હઝરત ! ગીબત ઝિના કરતાં વધારે સંગીન કેવી રીતે છે ?'

આપે ફરમાવ્યું :

'(વાત એ છે કે) આદમી અગર બદબખ્તીથી ઝિના કરી લે છે તો માત્ર તવબા કરવાથી તેની માફી અને મગફિરત અલ્લાહ તઆલાના તરફથી થઈ શકે છે, પરંતુ ગીબત કરનારાને જ્યાં સુધી જાતે પેલો શખ્સ માફ ન કરી દે જેની તેણે ગીબત કરી છે, તેની માફી અને બખ્શિશ અલ્લાહ તઆલાના તરફથી નહીં થશે.' ['મઆરિફુલ હદીસ', 'શુઅબુલ ઈમાન લિલ બયહકી']

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક દિવસે ફરમાવ્યું :

'શું તમે જાણો છો કે ગીબત કોને કહે છે ?'

સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી :

'અલ્લાહ અને તેના રસૂલને વધારે ખબર છે.'

આપે ફરમાવ્યું :

'તમારું પોતાના (મુસલમાન) ભાઈની કોઈ એવી બુરાઈની વાત કરવું જે ખરેખર તેનામાં મોજૂદ હોય, અને જો તેનામાં એ બુરાઈ અને ઐબ મોજૂદ જ નથી (જે તમે તેની તરફ જોડીને વાત કરી છે) તો પછી એ તો બુહતાન (ખોટો આરોપ) થયો ! અને એ ગીબતના કરતાં પણ વધારે સખ્ત અને સંગીન છે.'

**['મઆરિફુલ હદીસ', 'હયાતુલ મુસ્લિમીન', 'સહીહ મુસ્લિમ']**

## ખયાનત (અપ્રામાણિકતા)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જે શખ્સે તમને ભરોસાપાત્ર સમજીને પોતાની અમાનત તમારી પાસે રાખી છે તેની અમાનત પાછી આપી દો અને જે તમારી સાથે ખયાનત (અપ્રામાણિકતા, વિશ્વાસઘાત) કરે તમે તેની સાથે ખયાનતનો વ્યવહાર ન કરો !'

**['તિરમિઝી']**

## બદગુમાની (કુધારણા)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'પોતાને બદગુમાનીઓથી બચાવો, એટલા માટે કે બદગુમાનીની સાથે જે વાત કરવામાં આવશે તે સૌથી વધારે જૂઠી વાત હશે

અને બીજાઓની બાબતમાં માહિતી મેળવતા ન ફરો અને ન તલાશમાં લાગો અને ન આપસમાં જાસૂસી કરો અને ન એક બીજાથી બુગ્ઝ (કપટ) રાખો અને ન એક બીજાને કાપવામાં લાગો અને અલ્લાહના બંદા બનો. આપસમાં ભાઈ–ભાઈ બનીને જિંદગી ગુઝારો.'

['બુખારી', 'મુસ્લિમ']

હઝરત અબૂલ આલિયહ (રદિ.) ફરમાવે છે કે :

અમને એ વાતનો હુકમ અને સૂચના આપવામાં આવી છે કે :

અમે અમારા ખાદિમોથી અમારો માલ–પૂંજી તાળું મારીને રાખીએ અને જો તેઓને વાપરવા માટે કંઈ આપવામાં આવે તો માપીને અથવા ગણીને આપીએ (એ વિચારથી) કે કયાંક તેમની આદત ન બગડી જાય અથવા અમારામાંથી કોઈને કશી બદગુમાની ન થાય.

['બુખારી', 'અલ અદબુલ મુફરદ']

## દોરુખી (દ્વિમુખી)

હઝરત અમ્માર બિન યાસર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'દુનિયામાં જે શખ્સ દોરુખા (બે મોઢાંની વાતો કરનારો) હશે અને મુનાફિકોની જેમ જુદા જુદા લોકોની સાથે જુદા જુદા પ્રકારની વાતો કરશે, કિયામતના દિવસે તેના મોઢાંમાં આગની બે જીભો હશે !'

['મઆરિફુલ હદીસ', 'સુનને અબી દાઉદ']

## ચુગલીખોરી (ચાડી કરવી)

અબ્દુર્રહમાન બિન ગુન્મ અને અસ્માઅ બિન્તે યઝીદ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'અલ્લાહના બેહતરીન (સર્વોત્તમ) બંદા તે છે જેમને જોઈને અલ્લાહ યાદ આવે !

અને બદતરીન (સૌથી ખરાબ) બંદા તે છે જેઓ ચાડી–ચુગલી ખાનારા, દોસ્તોમાં જુદાઈ કરાવનારા છે અને જેઓ એવી ઈચ્છા અને પ્રયત્નો કરતા રહે છે કે અલ્લાહના પાકદામન બંદાઓને કોઈ ગુનાહમાં રગડોળે અથવા કોઈ મુસીબત અને પરેશાનીમાં નાંખે !'

**['મુસ્નદે અહમદ', 'શોઅબુલ ઈમાન લિલ બયહકી', 'મઆરિફુલ હદીસ']**

## જૂઠાણું (અસત્ય)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જ્યારે બંદો જૂઠું બોલે છે ત્યારે ફરિશ્તો તેના જૂઠાણાંની બદબૂ (દુર્ગંધ)ના કારણે એક માઈલ દૂર ચાલ્યો જાય છે.' **['જામિઅ તિરમિઝી']**



'જામિઅ તિરમિઝી'ની બીજી હદીસમાં છે કે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક દિવસે સહાબએ કિરામ (રદિ.)થી ઈરશાદ ફરમાવ્યો :

અને ત્રણ વખત ઈરશાદ ફરમાવ્યો :

'શું હું તમને લોકોને બતાઉં કે સૌથી મોટા મોટા ગુનાહ કયા કયા છે?'

તે પછી આપે ફરમાવ્યું :

– 'અલ્લાહની સાથે શિર્ક કરવું,

– માં–બાપની નાફરમાની કરવી, અને

– વ્યવહારમાં જૂઠી ગવાહી (સાક્ષી) આપવી, અને

– જૂઠું બોલવું.'

રિવાયત કરનારનું બયાન છે કે પ્રથમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ટેકો લગાવીને બેઠેલા હતા, પરંતુ પછી સીધા થઈને બેસી ગયા અને વારંવાર આપે આ ઈરશાદને દોહરાવ્યો અહીં સુધી કે અમે ચાહ્યું કે, કાશ ! આપ ખામોશ થઈ જાય ! અર્થાત્ તે વખતે આપ પર એક એવી

કેફિયત તારી હતી અને આપ એવા જુસ્સાથી ફરમાવી રહ્યા હતા કે અમે મેહસૂસ કરી રહ્યા હતા કે આપના કલ્બે મુબારક પર તે વખતે મોટો બોજો છે એટલા માટે મન ચાહતું હતું કે એ વખતે આપ ખામોશ થઈ જાય અને પોતાના દિલ પર આટલો બોજ ન નાંખે. ['મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ ઉમામહ બાહિલી (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જે શખ્સે કસમ ખાયને કોઈ મુસલમાનનો હક નાજાઈઝ રીતે મારી લીધો તો અલ્લાહે એવા આદમીના માટે દોઝખ વાજિબ કરી લીધી છે અને જન્નતને તેના પર હરામ કરી દીધી છે.'

હાજરજનોમાંથી કોઈ શખ્સે અરજ કરી :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

જો કે તે કોઈ મામૂલી જ ચીઝ હોય (અર્થાત્ જો કોઈએ કોઈની ખૂબ જ મામૂલી જેવી ચીઝ કસમ ખાયને નાજાઈઝ રીતે મેળવી લીધી તો શું એ પરિસ્થિતીમાં પણ દોઝખ તેના માટે વાજિબ થશે અને જન્નત તેના માટે હરામ થશે ? !)'

આપે ઈરશાદ ફરમાવ્યો :

'હા, ભલે જંગલી ઝાડ પીલૂની ડાળી જ હોય !'

['રવાહુ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂઝર ગિફારી (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'ત્રણ આદમી એવા છે કે કિયામતના દિવસે અલ્લાહ તઆલા ન તેમની સાથે વાત કરશે, ન તેમના પર ઈનાયતની નઝર કરશે અને ન ગુનાહો તથા ગંદકીઓમાંથી તેમને પાક કરશે અને તેમના માટે દર્દનાક અઝાબ છે.'

અબૂઝર ગિફારી (રદિ.)એ અરજ કરી :

'એ લોકો તો નામુરાદ થયા અને નુકસાનમાં પડયા !
હુઝૂર ! એ ત્રણ કોણ કોણ છે ?'
આપે ફરમાવ્યું :
(૧) પોતાની લૂંગી હદ કરતાં વધારે નીચી લટકાવનાર (જેવો અભિમાનીઓ અને ઘમંડી લોકોનો તરીકો છે.)
(૨) એહસાન જતાવનાર (ઉપકાર કરીને તેને પ્રદર્શિત કરનાર), અને
(૩) જૂઠી કસમો ખાયને પોતાનો વેપાર ચલાવનાર.

['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'આદમીના માટે એટલું જૂઠાણું પૂરતું છે કે તે જે કંઈ સાંભળે તેને કહેતો ફરે.' ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે શખ્સે હાકિમ (શાસક)ની સામે જૂઠી કસમ ખાધી કે જેથી તેના મારફતે કોઈ મુસલમાન આદમીનો માલ મારી લે તો કિયામતના દિવસે અલ્લાહ તઆલાની સામે એવી હાલતમાં તેને રજૂ કરવામાં આવશે કે અલ્લાહ તઆલા તેના પર સખત ગઝબનાક અને નારાઝ હશે.'

['સહીહ બુખારી', 'મુસ્લિમ']

## મસ્લિહત આમીઝી (હિત-અહિતનો ખ્યાલ રાખવો)

ઉમ્મે કુલ્સૂમ (રદિ.) (બિન્તે ઉકબહ)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'તે આદમી જૂઠો અને ગુનેહગાર નથી જે આપસમાં લડનારા

આદમીઓની વચ્ચે સુલેહ કરાવવાની કોશિશ કરે અને એ બાબતમાં (એક પક્ષ તરફથી બીજા પક્ષને ખૈર અને ભલાઈની વાતો પહોંચાડે તથા સુંદર અસર કરનારી) સારી વાતો કરે.' ['બુખારી', 'મુસ્લિમ']

## ઈમાનવાળાઓને રુસ્વા કરવા

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર પર ચઢયા અને આપે બુલંદ અવાજે પોકાર કર્યો અને ફરમાવ્યું :

'હે તે લોકો જેઓ ઝબાનથી ઈસ્લામ લાવ્યા છે, પરંતુ તેમના દિલોમાં હજુ ઈમાન પૂરી રીતે ઊતર્યું નથી ! મુસલમાન બંદાઓને સતાવવાથી અને તેમને મહેણાં મારવાથી અને શરમિંદા કરવાથી અને તેમના છુપાયેલા ઐબોની પાછળ પડવાથી (શોધવાથી) દૂર રહો ! કારણ કે અલ્લાહનો કાનૂન છે કે :

જે કોઈ પોતાના મુસલમાન ભાઈના છુપાયેલા ઐબોની પાછળ પડશે અને તેને રુસ્વા (બેઈઝઝત) કરવા ચાહશે તો અલ્લાહ તેના ઐબોની પાછળ પડશે અને જેના ઐબોની પાછળ અલ્લાહ તઆલા પડશે તેને જરૂર રુસ્વા કરશે (અને તે રુસ્વા થઈને રહેશે.) ભલેને પોતાના ઘરની અંદર જ હોય !' ['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'સૌથી ખરાબ સોદો અને સૌથી બદતરીન સોદાઓમાં ખબીસ (દુષ્ટ) સોદો એ છે કે કોઈ મુસલમાનની આબરૂરેઝી (બેઈઝઝતી)કરવામાં આવે અને એક મુસલમાનની હુરમત (પ્રતિષ્ઠા)ને નુકસાન પહોંચાડવામાં આવે !' ['ઈબ્ને અબીદુન્યા', 'બયહકી']



## કંજૂસાઈ

હઝરત અબુબકર સિદ્દીક (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :

આપે ઈરશાદ ફરમાવ્યો :

'ધોકાબાઝ, બખીલ (કંજૂસ) અને એહસાન જતાવનાર આદમી જન્નતમાં ન જઈ શકશે.' ['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## ઈન્તિકામ (બદલો લેવો)

તે પછી ફરમાવ્યું :

'હે અબૂબકર ! ત્રણ વાતો જે બધી જ બિલકુલ હક છે :

(૧) જે શખ્સ પર કોઈ ઝુલ્મ કે ઝિયાદતી (અત્યાચાર) કરવામાં આવે અને તે માત્ર અલ્લાહ (અઝઝ વ જલ્લ)ના માટે તેનાથી દરગુઝર કરે (અને ઈન્તિકામ–બદલો ન લે) તો અલ્લાહ તઆલા તેના બદલામાં તેની ભરપૂર મદદ ફરમાવશે (દુનિયા અને આખિરતમાં તેને ઈઝઝત આપશે.)

(૨) જે શખ્સ સિલએ રહમીના માટે બીજાઓને આપવાનો દરવાજો ખોલશે, તો અલ્લાહ તઆલા તેના બદલામાં તેને બીજું ઘણું વધારે આપશે.

(૩) જે આદમી (જરૂરતથી મજબૂર થઈને નહીં, પરંતુ) પોતાની દૌલત વધારવાના માટે માંગવાનો અને ભિખારીવૃત્તિનો દરવાજો ખોલશે તો અલ્લાહ તઆલા તેની દૌલતને હજુ વધારે ઓછી કરી દેશે.

['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

## બુગ્ઝ અને કીનો

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

દરેક હફતા (અઠવાડિયા, સપ્તાહ)માં બે દિવસોએ : સોમવારે અને જુમેરાતે લોકોના આ'માલ રજૂ થાય છે. ત્યારે દરેક મોમિન બંદાની માફીનો ફેસલો કરી દેવામાં આવે છે; સિવાય આ બે આદમીના કે જેઓ

એક બીજાથી કીનો (કપટ) રાખે છે. તેઓના વિશે હુકમ આપી દેવામાં આવે છે કે એ બંનેને છોડી મૂકો (અર્થાત્ તેમની માફી ન લખો) જ્યાં સુધી કે તેઓ આપસમાં આ કીના અને પરસ્પરની દુશ્મનીથી અળગા ન થાય અને દિલોને સાફ ન કરી લે !' ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

– 'તમે બીજાઓના વિશે બદગુમાનીથી બચો, કારણ કે બદગુમાની સૌથી જૂઠી વાત છે.

– તમે કોઈની કમજોરીઓની તાકમાં ન રહ્યા કરો અને જાસૂસોની જેમ રહસ્યમય રીતે કોઈના ઐબ જાણવાની કોશિશ પણ ન કર્યા કરો.

– અને ન એક બીજા પર વધવાની નકામી ઈચ્છા કરો.

– ન આપસમાં હસદ (ઈર્ષ્યા) કરો,

– ન બુગ્ઝ (દુશ્મની) અને કીનો (કપટ) રાખો.

– ન એક બીજાથી મોઢું ફેરવો.

બલકે હે અલ્લાહના બંદાઓ !

અલ્લાહના હુકમ પ્રમાણે ભાઈ ભાઈ બનીને રહો !'

['બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## હસદ (અદેખાઈ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :

આપે ઈરશાદ ફરમાવ્યો :

'તમે હસદ (અદેખાઈ, ઈર્ષ્યા)ના રોગથી ખૂબ બચો ! હસદ આદમીઓની નેકીઓને એવી રીતે ખાય જાય છે જેવી રીતે આગ લાકડાંને ખાય જાય છે !' ['સુનને અબી દાઉદ']



હઝરત રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :

'મુસલમાનો ! તમારી વચ્ચે પણ તે બીમારી ધીમે ધીમે ફેલાઈ ગઈ છે, જે તમારાથી પહેલાંના લોકોમાં હતી અને એનાથી મારો હેતુ બુગ્ઝ અને હસદ છે. આ બીમારી મૂંડી દેનારી છે, માથાના બાલોને જ નહીં; બલકે દીન અને ઈમાનને.'

['મુસ્નદે અહમદ', 'જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## દિલની સખ્તીનો ઈલાજ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પોતાના દિલની સખ્તીની શિકાયત કરી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'યતીમ (અનાથ)ના માથા પર હાથ ફેરવ્યા કરો અને મિસ્કીનને ખાવાનું ખવડાવ્યા કરો !' ['મુસ્નદે અહમદ', 'મઆરિફુલ હદીસ']

## મુનાફકત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'ચાર આદતો એવી છે કે જેનામાં એ ચારે ય ભેગી થઈ જાય તો તે ખાલિસ મુનાફિક છે અને જેનામાં આ ચારેયમાંથી કોઈ એક ખસ્લત હોય તો તેની હાલત એ છે કે તેનામાં નિફાકની એક ખસ્લત છે અને તે એ જ હાલતમાં રહેશે જ્યાં સુધી આ આદતને ન છોડશે. તે ચારે ય આદતો આ છે :

(૧) જ્યારે તેને કોઈ અમાનતનો અમીન બનાવવામાં આવે ત્યારે તેમાં ખયાનત (અપ્રામાણિકતા) કરે અને

(૨) જ્યારે વાતો કરે ત્યારે જૂઠું બોલે અને

(૩) જ્યારે વાયદો કે કરાર કરે ત્યારે તેનો ભંગ કરે અને

(૪) જ્યારે કોઈની સાથે ઝઘડો અને ઈખ્તિલાફ થાય ત્યારે બદઝબાની કરે (અપશબ્દો બોલે.)' ['બુખારી', 'મુસ્લિમ']

## ઝુલ્મ (અત્યાચાર)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

સરવરે કાઈનાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'મઝલૂમો (પીડિત)ની બદદુઆ જે ઝાલિમના માટે હોય તે વાદળોની ઉપર ઉઠાવી લેવામાં આવે છે, આસમાનોના દરવાઝાઓ આ દુઆના માટે ખોલી દેવામાં આવે છે અને

અલ્લાહ તઆલા ફરમાવે છે :

'હું તારી મદદ જરૂર કરીશ જો કે કંઈ વિલંબ થાય.'

['મુસ્નદે અહમદ', 'તિરમિઝી']



હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂરે અક્દસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'મઝલૂમની બદદુઆથી બચો ! એ બદદુઆ જવાળાની જેમ આસ્માન પર ચઢી જાય છે !' ['હાકિમ ]



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) બયાન કરે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'અલ્લાહ તઆલા ફરમાવે છે :

કસમ છે મને મારી ઈઝઝત અને જલાલની ! હું જલદી અથવા મોડેથી ઝાલિમથી બદલો જરૂર લઈશ અને તેનાથી પણ બદલો લઈશ જે શકિતવાન હોવા છતાં મઝલૂમની મદદ નથી કરતો.' ['અબૂશ્શયખ']

# ઝાલિમની મદદ

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે લોકો અમીરોની ખુશામદ–ચાપલૂસી કરે છે અને ઝાલિમોની મદદ કરે છે તેઓનો અંજામ સખ્ત ખરાબ થશે. ન તો મુસલમાનોમાં તેમની ગણતરી થશે અને ન તે મારા હવઝે કવસર પર આવશે, ભલે તે કેટલોયે ઈસ્લામનો દાવો કરે.' ['અહલે સુન્નત']



હઝરત રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના અસ્હાબથી પૂછયું કે :

'શું તમે જાણો છો મુફલિસ કેવો હોય છે ?'

તેઓએ અરજ કરી :

'અમારામાં મુફલિસ તે કહેવાય છે જેની પાસે માલ અને પૂંજી ન હોય.'

આપે ફરમાવ્યું :

'મારી ઉમ્મતમાં મોટો મુફલિસ તે છે કે કિયામતના દિવસે : નમાઝ, રોઝા, ઝકાત બધું જ લઈને આવે, પરંતુ તેની સાથે એ પણ છે કે :

– કોઈને બુરું ભલું કહ્યું હતું,
– કોઈના પર તુહમત (આરોપ) લગાવ્યો હતો,
– કોઈનો માલ ખાય લીધો હતો,
– કોઈનું ખૂન કર્યુ હતું અને
– કોઈને માર્યો હતો,

બસ, તેની કેટલીક નેકીઓ એકને મળી ગઈ અને કેટલીક બીજાને મળી ગઈ અને જો તે હકોનો બદલો અદા થવા પહેલાં તેની નેકીઓ ખત્મ થઈ ગઈ તો તે હકદારોના ગુનાહ લઈને તેના ઉપર નાંખી દેવામાં આવશે અને તેને દોઝખમાં ફેંકી દેવામાં આવશે.' ['બિહિશ્તી ઝયવર']

## બદગોઈ (અપશબ્દો કહેવા)

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'કિયામતના દિવસે અલ્લાહ તઆલાની સામે મરતબામાં કમ તે શખ્સ હશે જેની ગંદી વાતો અને બદઝબાનીના ડરથી લોકોએ તેને છોડી દીધો હોય.' ['બુખારી', 'મુસ્લિમ']



હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'(શરીરના) બધાં અંગોના કરતાં વધારે ઝબાનને સખ્ત અઝાબ થશે.

ઝબાન કહેશે :

હે પરવદિગાર ! તેં શરીરના કોઈ અંગને આટલો અઝાબ નથી કર્યો જેટલો મને કર્યો !

અલ્લાહ તઆલા ફરમાવશે :

તારાથી એવી વાત નીકળતી હતી જે પૂર્વ અને પશ્ચિમ સુધી પહોંચી જતી હતી ! મને મારી ઈઝઝતની કસમ ! તને તમામ અંગોના કરતાં વધારે અઝાબ કરીશ.' ['અબૂન્નઈમ']

## ઐબચીની (ખામીઓ શોધવી)

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે :

મેં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી (એક મોકા પર) કહ્યું કે :

'સફિય્યહ (રદિ.)ની ખામી કે તે આવી અને આવી છે ! પૂરતું છે

(અર્થાત્ એ કે તેણી નીચા કદની છે અને એ ઘણી મોટી ખામી છે.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'આયશા ! તમે એટલો ગંદો શબ્દ મોઢામાંથી કાઢયો છે કે જો તેને સમુદ્રમાં મિશ્ર કરી દેવામાં આવે તો આખા સમુદ્રને ગંદો કરી દે !'

['મિશ્કાત', 'હયાતુલ મુસ્લિમીન']

## બદનિગાહી (કુદ્રષ્ટિ)

હઝરત બુરયદહ (રદિ.) કહે છે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અલી (રદિ.)થી ફરમાવ્યું :

'હે અલી ! કોઈ અવરત પર અચાનક નઝર પડી જાય તો નઝર ફેરવી લો ! બીજી નિગાહ તેના પર ન નાંખો ! પહેલી નિગાહ તો તમારી છે, પરંતુ બીજી નિગાહ તમારી નઝર નથી, બલકે શયતાનની છે !'

['અબૂ દાઉદ', 'હયાતુલ મુસ્લિમીન']

## લા'નત કરવું

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જ્યારે કોઈ શખ્સ કોઈના ઉપર લા'નત કરે છે ત્યારે પ્રથમ તે લા'નત આસમાનની તરફ ચઢે છે. આસમાનના દરવાજા બંધ કરી લેવામાં આવે છે. પછી તે ધરતીની તરફ ઊતરે છે. તેને પણ બંધ કરી લેવામાં આવે છે. પછી તે જમણી અને ડાબી બાજુ ફરે છે. જ્યારે કયાંય ઠેકાણું નથી મળતું ત્યારે તેની પાસે જાય છે, જેના પર લા'નત કરવામાં આવી હતી. જો તે એ લાયક થયો તો ખૈર, નહીંતર ફરી પાછી તે જ (લા'નત) કહેનાર પર પડે છે.'



નોંધ :–

કેટલીક અવરતોને ઘણી આદત છે કે : બધાના પર ખુદાની માર, ખુદાઈ ફિટકાર કરતી રહે છે અને કોઈને બેઈમાન કહી દે છે. આ મોટો ગુનાહ છે. ભલે, આદમીને કહે અથવા જાનવરોને કહે કે બીજી કોઈ ચીઝને.

['બિહિશ્તી ઝયવર']

## ખૂદકુશી (આપઘાત)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જેણે પોતાના જાનને હલાક કર્યો તો કિયામતમાં તેને એ જ અઝાબ આપવામાં આવશે કે તે પોતાના જાનને હલાક કરતો રહેશે અને જેવી રીતે દુનિયામાં પોતાના જાનને હલાક કર્યો છે તેવી જ રીતે દોઝખમાં હલાક કરતો રહેશે.

– જેણે પોતાની જાતને પહાડ ઉપરથી નીચે પાડી હશે તે પહાડ ઉપરથી નીચે પાડવામાં આવતો રહેશે.

– જેણે ઝેર પીધું હશે તેને ઝેર પીવાડવામાં આવતું રહેશે અને

– જેણે પોતે પોતાને છરી વડે કતલ કર્યો હશે તે છરી વડે ઝબહ થતો રહેશે.'

['બુખારી', 'મુસ્લિમ']

# ગુનાહ

## ગુનાહની નફરત

હઝરત નુઅમાન બિન બશીર (રદિ.)થી રિવાયત છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'હલાલ પણ સ્પષ્ટ છે અને હરામ પણ; પરંતુ બંનેની વચ્ચે કેટલીક

ચીઝો એવી છે જે મુશ્તબહ (સંદિગ્ધ, શંકાસ્પદ, અસ્પષ્ટ) છે. તો જે શખ્સ મુશ્તબહ ગુનાહથી બચશે તે સારી રીતે સ્પષ્ટ ગુનાહોથી બચશે અને જે શખ્સ મુશ્તબહ ગુનાહોને કરી નાખવામાં સાહસ બતાવશે તો સ્પષ્ટ ગુનાહોમાં તેનું પડી જવું ઘણું સંભવિત છે.

અને ગુનાહો અલ્લાહ તઆલાનો પ્રતિબંધિત વિસ્તાર છે (જેની અંદર કોઈને જવાની પરવાનગી નથી અને તેની અંદર પરવાનગી વગર ઘૂસી જવું હરામ છે.)

જે જાનવર પ્રતિંબધિત વિસ્તારની આસપાસ ચરે છે તેનું પ્રતિબંધિત વિસ્તારોમાં ઘૂસી જવું ઘણું વધારે સંભવિત છે.'

['મિશ્કાત', 'હયાતુલ મુસ્લિમીન']

## ગુનાહનો ઈલાજ

હઝરત મુઆઝ (રદિ.)થી (એક લાંબી હદીસમાં) રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'પોતાને ગુનાહ કરવાથી બચાવો, કારણ કે ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાનો ગઝબ નાઝિલ થાય છે.' ['મુસ્નદે અહમદ']



હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'શું હું તમને તમારી બીમારી અને દવા બતાઉં ?'

સાંભળી લો !

(તમારી) બીમારી ગુનાહ છે અને તમારી દવા ઈસ્તિગ્ફાર છે.'

['તરગીબ', 'બયહકી']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'ગુનાહથી તવબા કરનારો એવો છે જેમ કે તેનો કોઈ ગુનાહ જ ન હતો !' ['બયહકી મરફૂઅન', 'શર્હુસ્સુન્નહ મવકૂફન']

અલબત્ત, હુકુકુલ ઈબાદ (લોકોના હકો)માં તવબાની આ પણ શર્ત છે કે હકદારો પાસે પણ માફ કરાવે. ['હયાતુલ મુસ્લિમીન']

## ગુનાહોનો બદલો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

અમે દસ આદમીઓ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર હતા.

આપ અમારી તરફ ધ્યાનિત થઈને ફરમાવવા લાગ્યા :

'પાંચ ચીઝો એવી છે જેનાથી હું ખુદાની પનાહ ચાહું છું કે તમે લોકો તેને પામો :–

[૧]

જ્યારે કોઈ કૌમમાં બેહયાઈ (નિર્લજ્જતા, બેશરમી)ના કામો છડેચોક થવા લાગશે (ત્યારે) તે તાઊન (પ્લેગ)માં સંડોવાશે અને એવી એવી બીમારીઓમાં સંડોવાશે અને સપડાશે જે તેમના વડવાઓના વખતમાં ક્યારે ય નથી થઈ.

[૨]

અને જ્યારે કોઈ કૌમ માપવા–તોલવામાં કમી કરશે (ત્યારે) દુકાળ અને તંગી (અછત) તથા હાકિમોના ઝુલ્મમાં સંડોવાશે.

[૩]

અને નથી બંધ કરી કોઈ કૌમે ઝકાતને, પરંતુ બંધ કરવામાં આવશે તેઓથી રહમતનો વરસાદ. જો જાનવરો–પ્રાણીઓ–પશુઓ ન હોત તો ક્યારે ય તેમના પર વરસાદ ન થત.

[૪]

અને નહીં અહદશિકની (વચનભંગ) કરી કોઈ કૌમે, પરંતુ નિયુક્ત કરી દેશે અલ્લાહ તઆલા તેના પર તેના દુશ્મનને ગૈર કૌમમાંથી, પછી જબરદસ્તીથી છીનવી લેશે તે તેમના માલોને. ['ઈબ્ને માજહ']



નોંધ :–

આ કિતાબની જુદી જુદી ત્રણ ઉર્દૂ આવૃત્તિઓ જોઈ, પરંતુ કોઈ આવૃત્તિમાં પાંચમી બાબતનો ઉલ્લેખ નથી !

–ગુજરાતી અનુવાદક



હઝરત અબૂદરદા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

અલ્લાહ તઆલા ફરમાવે છે :

'બાદશાહોનો માલિક હું છું.

બાદશાહના દિલ મારા હાથમાં છે.

જ્યારે બંદા મારી ઈતાઅત (ફરમાંબરદારી–આજ્ઞાપાલન) કરે છે ત્યારે હું તેમના બાદશાહોના દિલોને તેમના પર રહમત અને શફક્કતની સાથે ફેરવી દઉં છું અને જ્યારે બંદા મારી નાફરમાની (આજ્ઞાભંગ) કરે છે ત્યારે હું તે (બાદશાહો)ના દિલોને ગઝબ અને સઝાની વૃત્તિ સાથે ફેરવી દઉં છું, એટલે પછી તેઓ તેમને સખ્ત અઝાબ અને તકલીફ આપે છે.'

['અબૂ નઈમ']

## ગુનાહોનો વબાલ

હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'નજીક ઝમાનો આવી રહ્યો છે કે કાફિરોની તમામ જમાઅતો તમારા મુકાબલા માટે એક બીજાને બોલાવશે જેવી રીતે ખાનારાઓ પોતાના ખ્વાન (ભોજનના થાળ) તરફ એક બીજાને બોલાવે છે !'

એક કહેનારાએ અરજ કરી :

'અમે તે વખતે (શું) સંખ્યામાં ઓછા હોઈશું ?'

આપે ફરમાવ્યું :

'નહીં, બલકે તમે તે દિવસે ઘણાં હશો, પરંતુ તમે ઘાસના તણખલાં (જેવાં નકામા) હશો. જેવી રીતે પવનના ઝપાટામાં તણખલાં ઊડી જાય છે (તેવી રીતે તમે ઊડી જશો !) અને અલ્લાહ તઆલા તમારા દુશ્મનોના દિલોમાંથી તમારી હયબત કાઢી નાંખશે તથા તમારા દિલોમાં કમજોરી નાંખી દેશે !'

એક કહેનારાએ અરજ કરી :

'આ કમજોરી શી વસ્તુ છે ? (અર્થાત્ એનું કારણ શું છે ?)

આપે ફરમાવ્યું :

'દુનિયાની મુહબ્બત અને મોતથી નફરત'

['અબૂ દાઉદ', 'બયહકી', 'હયાતુલ મુસ્લિમીન']

## ગુનાહે કબીરહ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મોટા મોટા ગુનાહો આ છે :

– અલ્લાહ તઆલાની સાથે શિર્ક કરવું, અને
– મા–બાપ (ની નાફરમાની કરીને તેમને) તકલીફ આપવી, અને
– નિર્દોષ જીવને કતલ કરવું, અને
– જૂઠી કસમ ખાવી.'

['બુખારી']



હઝરત સફવાન (રદિ.) (ઈબ્ને અસાલ)થી (એક લાંબી હદીસમાં) રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલાક હુકમો જારી ફરમાવ્યા, જેમાંથી આ પણ છે કે :

– 'કોઈ બેગુનાહ (નિર્દોષ, નિરપરાધ)ને કોઈ હાકિમની પાસે ન લઈ જાઓ કે તે તેને કતલ કરે (અથવા તેના પર કોઈ ઝુલ્મ કરે), અને
– જાદૂ ન કરો !'

['તિરમિઝી', 'અબૂ દાઉદ', 'નસાઈ']

અને આ (નીચેના) ગુનાહો પર અઝાબની વઈદો (ચેતવણીઓ) આવી છે :–

- હિકારત (તુચ્છકાર)થી કોઈના પર હસવું.
- કોઈના પર કટાક્ષ કરવો.
- (કોઈને) બુરા લકબથી બોલાવવું.
- (કોઈના માટે) બદગુમાની (કુધારણા) કરવી.
- કોઈના ઐબ (ખામીઓ) શોધવા.
- વિના કારણે બુરું–ભલું (અપશબ્દો) કહેવું.
- ચાડી–ચૂગલી કરવી.
- બે મોઢાંના (દ્વિમુખી) હોવું અર્થાત્ દરેકની આગળ જુદી જુદી વાતો કરવી.
- (કોઈના પર) તુહમત (ખોટો આરોપ) લગાવવો.
- ધોકો આપવો (છેતરવું).
- (કોઈને) મહેણાં–ટોણાં મારવા.
- કોઈના નુકસાન પર ખૂશ થવું.
- તકબ્બુર (અભિમાન) અને ફખ્ર (ગર્વ) કરવું.
- ઝુલ્મ (અત્યાચાર) કરવું.
- જરૂરતના વખતે શકિતવાન હોવા છતાં મદદ ન કરવું.
- કોઈના માલને નુકસાન કરવું.
- કોઈની આબરૂ (પ્રતિષ્ઠા)ને કલંક લગાડવું.
- નાનાઓ પર રહમ (દયા) ન કરવું.
- મોટાઓ (વડીલો)ની ઈઝઝત (આદર) ન કરવું.
- ભૂખ્યાઓ અને વસ્ત્ર વગરનાઓની (પોતાની) હેસિયત પ્રમાણે ખિદમત ન કરવી.
- કોઈ દુન્યવી રંજના કારણે (કોઈની સાથે) બોલવાનું બંધ કરી દેવું.
- જાનદાર (સજીવ)ની તસવીર બનાવવી.
- ઝમીન પર વારસાઈનો (જૂઠો) દાવો કરવો.
- તગડાં (તંદુરસ્ત) હોવા છતાં ભીખ માંગવી.

○ દાઢી મૂંડાવવી અથવા કપાવવી.

○ કાફિરોનો અથવા ફાસિકોનો લિબાસ પહેરવો.

○ સ્ત્રીઓએ પુરુષોની રીતભાત અને ચાલ ચલગત અપનાવવી, જેમ કે : પુરુષોના જોડાં પહેરવા.

(ઉપર દર્શાવેલા ગુનાહો) ઉપરાંત બીજા ઘણાં ગુનાહો છે. આ નમૂના તરીકે લખી દીધાં છે. એ બધાં (ગુનાહોથી) બચવું જોઈએ અને જે ગુનાહ થઈ ગયાં છે તેનાથી તવબા કરતો રહે, કારણ કે તવબાથી બધાં ગુનાહ માફ થઈ જાય છે. [**'હયાતુલ મુસ્લિમીન'**]

## કેટલાંક કબીરહ ગુનાહો

○ મા–બાપને દુઃખ પહોંચાડવું.

○ શરાબ (દારૂ) પીવો.

○ કોઈને (પીઠ) પાછળ બદીથી યાદ કરવું.

○ કોઈના વિશે ખરાબ અનુમાન કરવું.

○ કોઈને વાયદો કરીને તેનું પાલન ન કરવું.

○ અમાનતમાં ખયાનત કરવી.

○ જુમ્આની નમાઝ છોડી દેવી.

○ કોઈ પરાઈ સ્ત્રીની પાસે એકાંતમાં બેસવું.

○ કાફિરોની રસ્મો (રિવાજો, પ્રથાઓ, પ્રણાલિકાઓ)ને પસંદ કરવા.

○ લોકોને દેખાડવા માટે ઈબાદત કરવી.

○ શક્તિવાન હોવા છતાં નસીહત છોડી દેવી.

○ કોઈના ઐબ (દોષ, ખામીઓ) શોધવા.



જે શયખ (પીર)થી એ'તિકાદ હોય તેની પયરવી કરીને બીજાઓને બુરા સમજવા યોગ્ય નથી. ઉપરાંત, મુજતહિદ અને શયખની પયરવી ત્યાં સુધી જ છે જ્યાં સુધી તેમની વાત ખુદા અને રસૂલના ખિલાફ ન હોય. જો તેમનાથી કોઈ ગલતી થઈ ગઈ હોય તો તેમાં પયરવી ન કરે.

ઈમાન ત્યારે દુરૂસ્ત થાય છે કે અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને બધી વાતોમાં સાચા સમજે અને તેને માની લે. અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કોઈ પણ વાતમાં શક (શંકા) કરવું, તેને જૂઠાડવી કે તેમાં ખામી કાઢવી અથવા તેની સાથે મઝાક ઉડાવવી, આ તમામ વાતોથી ઈમાન જતું રહે છે.



કુર્આન અને હદીસના સાફ અને સ્પષ્ટ મતલબ (અર્થ)ને ન માનવું અને મારી–મચડીને પોતાના મતલબનો ભાવાર્થ ઉપજાવી કાઢવો બદદીનીની વાત છે.



ગુનાહને હલાલ સમજવાથી ઈમાન જતું રહે છે.



અલ્લાહ તઆલાથી નિડર–નિર્ભય થઈ જવું અથવા નાઉમ્મીદ–નિરાશ થઈ જવું કુફ્રની રીતભાત છે.



અલ્લાહ તઆલાને ઈખ્તિયાર (અધિકાર) છે કે નાના ગુનાહ પર સજા આપી દે અને મોટા ગુનાહને માત્ર પોતાની મહેરબાનીથી માફ કરી દે અને બિલકુલ તેના પર સઝા ન આપે.



આખી જિંદગી કોઈ કેવો ય ભલો–બુરો હોય, પરંતુ જે હાલત પર ખાતિમહ (અંત અર્થાત્ મૃત્યુ) થાય છે તેના જ પ્રમાણે જઝા અને સઝા થાય છે.

એટલા માટે ગુનાહોથી બચવાની પૂરી કાળજી રાખવી જરૂરી છે. કેટલીક વખતે (માત્ર) એક ગુનાહ (એવો થઈ જાય છે કે જે) બુરા ખાતિમહ (બુરી મોત)નો સબબ બની જાય છે.

## ઈબાદતમાં શિર્ક

તસવીર રાખવી. ખાસ કરીને કોઈ બુઝુર્ગની તસવીર બરકતના

C 13

માટે રાખવી અને તેની તા'ઝીમ કરવી (ઈબાદતમાં શિર્ક સમાન છે.)

['હયાતુલ મુસ્લિમીન']

## કબરને લગતી બિદઅત

ઉર્સ કરવું અથવા ઉર્સોમાં શરીક થવું.

## રસ્મો (રિવાજો)માં બિદઅતો

○ કોઈ બુઝુર્ગથી મન્સૂબ (બયઅત) થવાને પૂરતું સમજવું.

○ કોઈની પ્રશંસામાં અતિરેક કરવો.

○ વધારે ઝયબો–ઝીનત (ટાપ–ટીપ અને શોભા–શણગાર)માં મશગૂલ થવું.

○ સાદી રીતભાત અને ચાલચલગતને ખરાબ ગણવું.

○ મકાનમાં તસવીરો લગાડવી. ['હયાતુલ મુસ્લિમીન']

## અલ્લાહના અઝાબની નિશાનીઓ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

○ જ્યારે માલે ગનીમત અને બયતુલ માલના માલને પોતાની દવલત ઠેરવવામાં આવે અર્થાત્ બયતુલ માલ અને કવમી ખઝાનહ જે દેશ, પ્રજા અને મુસ્તહિક લોકોના માટે હોય છે તેને અમીરો અને અધિકારીઓ પોતાની જાગીર સમજીને પોતાની ઝાત અને પોતાના વૈભવ–વિલાસના માટે વાપરવા લાગે અને

○ જ્યારે અમાનતને માલે ગનીમત સમજીને હજમ કરવામાં આવે, અને

○ જ્યારે ઝકાતને દંડ ગણવામાં આવે, અને

○ જ્યારે ઈલ્મ મેળવવો દીનના માટે નહીં, બલકે માત્ર દુન્યા તલબીના માટે થવા લાગે, અને

○ જ્યારે પુરુષો સ્ત્રીઓના કહ્યા પ્રમાણે ચાલવા લાગે (અર્થાત્ પોતે કવ્વામ–સરદાર હોવા છતાં પોતાની ઝાતને સ્ત્રીની સરદારી (તાબેદારી)માં સોંપી દે), અને

○ જ્યારે દીકરો માતાની નાફરમાની અને તેનાથી સરકશી કરવા લાગે, અને

○ જ્યારે આદમી પોતાના દોસ્તથી વધારેમાં વધારે નજીક થઈ જાય, પરંતુ પોતાના બાપથી એટલો જ દૂર થઈ જાય, અને

○ જ્યારે મસ્જિદોમાં અવાજો જોરથી બુલંદ થવા લાગે, અને

○ જ્યારે કવમની સરદારી અને સરબરાહી કવમનો ફાસિક ઈન્સાન કરવા લાગે, અને

○ જ્યારે કવમનો રાહનુમા કવમનો બદતરીન શખ્સ થવા લાગે, અને

○ જ્યારે કોઈ ઈન્સાનની ઈઝઝત માત્ર તેની બુરાઈથી બચવાના માટે કરવામાં આવે, અને

○ જ્યારે ગાનારીઓ અને વાજિંત્રો આમ થઈ જાય, અને

○ જ્યારે ખુલ્લમ ખુલ્લા જાહેરમાં શરાબના દૌર ચાલવા લાગે, અને

○ જ્યારે આ ઉમ્મતના પાછળના લોકો (અનુગામીઓ) આગળના લોકો (પૂર્વજો) પર મહેણાં, ટોણાં, કટાક્ષ અને લા'નત કરવા લાગે

**ત્યારે**

**તમે ઈન્તિઝાર કરો :–**

– તુંડ અને તેઝ (અતિ વેગવાન) સુર્ખ આંધીનો, અને

– ધરતીકંપોની તબાહકારીઓનો,

– ધરતીના ધસી જવાનો,

– ચહેરાઓ બદલાઈ જવાનો, અને

– પથ્થરો વરસવાનો, અને

– અલ્લાહના તરફથી એક પછી એક (સતત) અઝાબ ઊતરવાનાં જેવી રીતે મોતીઓ વગેરેની એક સેર છે જે તૂટી ગઈ હોય અને એક પછી એક, સતત (મોતીના) દાણાઓ નીચે પડી રહ્યા હોય !' ['જામિઅ તિરમિઝી']

□

# પ્રકરણ છઠ્ઠું

# હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર જીવનની સવાર–સાંજ

## નબીએ રહમત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના

# દરરોજના મઅમૂલાત

### ફજર બાદ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મઅમૂલ (નિયમ) હતો કે ફજરની નમાઝ પઢીને, તસ્બીહાત અને ઝિક્ર કરવા પછી, મસ્જિદમાં જ, જાનમાઝ પર પલાંઠી વાળીને ચારઝાનૂ બેસી જતા અને સહાબએ કિરામ (રદિ.) પરવાનાની જેમ પાસે આવીને બેસી જતાં !

અર્થાત્ :

– એ જ દરબારે નુબુવ્વત હતો !

– એ જ હલ્કએ તવજ્જુહ હતો !

– એ જ દર્સગાહ બનતી હતી !

– એ જ મેહફિલે અહબાબ બનતી હતી !

– અહીં જ આપ નુઝૂલ થયેલી વહીથી સહાબાને જાણ કરતા હતા !

– અહીં જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફુયૂઝે બાતિની અને બરકાતે રૂહાનીની વર્ષા તેમના પર ફરમાવતા હતા !

– અહીં જ આપ દીનના મસાઈલ, સામાજિક જીવનના તરીકાઓ, વ્યવહારના નિયમો, અખ્લાકની બારીકીઓનું તેમને શિક્ષણ આપતા !

– (અહીં જ આપ) લોકોના મુકદ્દમાઓના ફેસલા ફરમાવતા !



અકસર (મોટા ભાગે) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબાથી પૂછતા કે :

'તમારામાંથી કોઈએ કોઈ ખ્વાબ જોયો હોય તો બયાન કરો !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખ્વાબ સાંભળતા અને તેની તા'બીર (સ્વપ્નનો ભાવાર્થ) સમજાવતા.

કયારેક આપ પોતે જ ફરમાવતા કે :

'આજે મેં આ ખ્વાબ જોયો છે !'

તે પછી પોતે જ તેની તા'બીર બયાન ફરમાવી દેતા. બાદમાં આપે આ મા'મૂલ છોડી દીધો હતો. ['મદારિજુન્નુબુવ્વહ']



કયારેક સહાબએ કિરામ (રદિ.) વાતચીત દરમ્યાન અદબની સાથે :
– જાહિલીયત (ઈસ્લામ પહેલાં)ના કિસ્સા બયાન કરતા,
– કસીદા અને અશઆર (કાવ્ય પંકિતઓ) સંભળાવતા. અથવા
– ગમ્મત–વિનોદની વાતો કરતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (તેઓની વાતોને) સાંભળત રહેતા. કયારેક તેના પર મુસ્કુરાઈ પણ પડતા.

તે પછી આપ ઈશરાકની નવાફિલ પઢતા.

અકસર એ જ વખતે માલે ગનીમત અથવા લોકોના વઝીફહ (ચોક્કસ સમયાંતરે આપવાની બાંધેલી રકમ) વહેંચતા.

જ્યારે સૂરજ ઊગીને દિવસ ઘણો ચઢી જતો ત્યારે આપ 'સલાતુઝ ઝુહા' (ચાશ્ત)ની નફલો કયારેક ચાર, કયારેક આઠ રકાત પઢીને મજલિસ બરખાસ્ત ફરમાવતા અને તે દિવસે જે બીબીનો વારો હોય તેમના ઘરે તશરીફ લઈ જતા. ત્યાં ઘરના કામકાજમાં પરોવાયેલા રહેતા. મોટા ભાગે ઘરના જુદા જુદા કામો પોતે જ કરી લેતા.

દિવસમાં માત્ર એક વખત ખાવાનું ખાતા. બપોરે આરામ ફરમાવતા. ['સીરતુન્નબી']

## ઝોહર બાદ

ઝોહરની નમાઝ જમાઅત સાથે પઢીને મદીનાના બજારોમાં ગશ્ત (ચક્કર) લગાવતા, દુકાનદારોનું નિરીક્ષણ અને પૂછપરછ કરતા. તેમના

માલનું નિરીક્ષણ કરતા. તેમનો માલ સારો છે, ખરાબ છે તેની તપાસ કરતા. તેમના માપ–તોલની દેખરેખ રાખતા કે ક્યાંક ઓછું તો નથી તોલતા !

વસ્તી અને બજારમાં કોઈ હાજતમંદ હોય તો તેની હાજત પૂરી ફરમાવતા.

## અસર બાદ

અસરની નમાઝ જમાઅત સાથે પઢીને પુનીત પત્નીઓમાંથી દરેકના ઘરે તશરીફ લઈ જતા. હાલ પૂછતા અને થોડો થોડો સમય દરેકને ત્યાં થોભતા. આ કામ એટલી પાબંદીથી કરતા કે હરેકને ત્યાં નિર્ધારિત સમયે પહોંચતા. બધાને ખબર હતી કે આપ સમયની ખૂબ જ કદર કરનારા અને પાબંદ છે.

## મગરિબ બાદ

મગરિબની નમાઝ જમાઅત સાથે પઢીને તથા અવ્વાબીનની નવાફિલથી ફારિગ થઈને, જે બીબીનો વારો હોય ત્યાં આપ રાત વીતાવવાના માટે થોભી જતા.

અકસર તમામ પુનીત પત્નીઓ તે જ ઘરમાં આવીને ભેગી થતી. મદીનાની સ્ત્રીઓ પણ અકસર ભેગી થતી, એટલા માટે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે વખતે સ્ત્રીઓને દીની મસાઈલની તા'લીમ ફરમાવતા. જાણે એ રીતે રાત્રી મદ્રસહ અને મહિલા મદ્રસહ બની જતો, જેમાં અત્યંત અદબ અને પર્દહની સાથે મહિલાઓ ઈલ્મે દીન, સુંદર સામાજિક જીવન અને સુંદર અખ્લાકની વાતો, આ મુઅલ્લિમે આલમ (સમગ્ર વિશ્વના શિક્ષક) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શીખતી.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સ્ત્રીઓને (જેમની ગોદમાં બાળકોની પ્રથમ પાઠશાળા હોય છે) ઈલ્મે દીનથી મહરૂમ અને તહઝીબે ઈસ્લામી (ઈસ્લામી સંસ્કાર)થી અજાણ રાખવા ચાહતા ન હતા. અહીં જ મહિલાઓ પોતાના મુકદ્દમાઓ પેશ કરતી તો આપ તેનો ફેસલો ફરમાવતા. તેઓ પોતાની પરેશાનીઓ, શિકાયતો, મજબૂરીઓ બયાન કરતી તો આપ તેને હલ ફરમાવતા. જો કોઈ બયઅત થવા ચાહતી તો અહીં જ

આપ તેમને બયઅત ફરમાવતા, આ કાર્યોનું (તેમનાથી વચન લેતા).

– અલ્લાહનો શરીક ન બનાવશે.

– ચોરી ન કરશે.

– બદકારી ન કરશે.

– પોતાના બાળકોને કતલ ન કરશે.

– કોઈના પર બુહતાન (જૂઠો આરોપ) ન લગાવશે અને

– નેક કામોમાં રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકાઓથી ખિલાફ કામ ન કરશે.



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમને બયઅત ફરમાવતા અને તેમના માટે ઈસ્તિગફાર ફરમાવતા.

આ મદ્રસહ ઈશાની નમાઝ સુધી ચાલુ રહેતો. તે પછી આપ ઈશાની નમાઝના માટે મસ્જિદમાં જતા. સ્ત્રીઓ પોતપોતાના ઘરે વાપસ જતી.

## ઈશા બાદ

– ઈશાના નમાઝ જમાઅત સાથે પઢતા.

– તે પછી એ રાત જ્યાં વીતાવવાની હોય ત્યાં જઈને સૂઈ જતા.

– ઈશા પછી વાતચીત કરવું આપ નાપસંદ ફરમાવતા.

– આપ હંમેશા જમણી કરવટ પર સૂતા.

– અકસર (બહુધા) જમણો હાથ પવિત્ર ગાલની નીચે મૂકી દેતા.

– નૂરાની ચહેરો કિબ્લહની તરફ કરતા.

– મિસ્વાક પોતાના માથા આગળ જરૂર રાખી મૂકતા.

– સૂતી વખતે :

'સૂરએ જુમઆ', 'સૂરએ તગાબુન', 'સૂરએ સફ'ની તિલાવત ફરમાવતા.

– તે પછી જ્યારે જાગતા ત્યારે મિસ્વાક વડે દાંત ઘસતા, વુઝૂ કરતા અને પછી તહજ્જુદની નફલો પઢતા.

– કયારેક નફલ નમાઝમાં સિજદહમાં મોડે સુધી દુઆ માંગતા.

– તે પછી આરામ ફરમાવતા.

– જ્યારે ફજરની અઝાન થતી ત્યારે ઊઠતા.

– હુજરહ શરીફ (પોતાના પવિત્ર ખંડ)માં જ બે રકાત સુન્નત પઢીને ત્યાં જ જમણી કરવટ થોડો વખત સૂઈ રહેતા.

– તે પછી મસ્જિદમાં તશરીફ લાવતા અને જમાઅત સાથે ફજરની નમાઝ અદા ફરમાવતા.

**આ હતા આપના દરરોજના મઅમૂલાત !**



[પ્રથમ તો પાંચે ય નમાઝો પોતે જ કુદરતી રીતે વખતની પાબંદી શીખવે છે. થોડો સમય પછી આગળની નમાઝનો સમય આવીને મુસલમાનને ચેતવે છે કે આટલો સમય વીતી ગયો, હવે આટલો સમય બાકી છે ! જે કંઈ કામ કરવું હોય તે કરી લો !

વખતની આ પાબંદી ઉપરાંત આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુસૂસિયત એ હતી કે પોતાના દરેક કામના માટે સમય નક્કી કરી લેતા, (ટાઈમ ટેબલ) બનાવી લેતા અને તેનું ચુસ્ત પાલન કરતા. એટલા જ માટે આપ ઘણાં કામો કરી લેતા. આપે કયારે ય વખતની કમી અને તંગીની શિકાયત નથી કરી !]

[મવલાના સય્યિદ સુલયમાન નદવી (રહ.)ની કૃતિ 'સીરતુન્નબી'માંથી]



**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ.**

## દિવસની સુન્નતો

સવારે ઊઠતાં જ આ સુન્નતો પર અમલ કરવાનું શરૂ કરી દો :–

[૧]

ઊંઘમાથાં ઊઠતાં જ બંને હાથો વડે ચહેરાને અને આંખોને ચોળે,

જેથી ઊંઘનો ખુમાર (ઘેન) દૂર થઈ જાય. ['શમાઈલે તિરમિઝી'

[૨]

જાગવા પછી જ્યારે આંખ ખૂલે ત્યારે :

– ત્રણ વખત 'અલ્હમ્દુલિલ્લાહ' કહે અને

– ત્રણ વખત કલિમએ તય્યિબહ

'લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ' પઢે.

[૩]

'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહ્યાના બઅ્દમા અમાતના વ ઈલયહિન્નુશૂર' પઢવું સુન્નત છે. ['શમાઈલે તિરમિઝી']

ભાવાનુવાદ :

તમામ તા'રીફો અલ્લાહના જ માટે છે જેણે આપણને મારીને (ફરી પાછી) જિંદગી આપી અને આપણે તેની જ તરફ ઊઠીને જવાનું છે.

□

જ્યારે પણ સૂઈને ઊઠે ત્યારે મિસ્વાક કરવું જોઈએ.

['અબૂ દાઊદ']

□

ઈસ્તિન્જા વગેરેના માટે પાણીના વાસણમાં હાથ ન ડૂબાડે, બલકે પ્રથમ બંને હાથોને ત્રણ વખત ધોઈ લે. પછી પાણીની અંદર હાથ નાખે.

['તિરમિઝી']

□

તે પછી હાજત દૂર કરવા માટે અને ઈસ્તિન્જા માટે જાય. તે પછી જો ગુસલની હાજત હોય તો ગુસલ કરે, નહીંતર વુઝૂ કરે. જો બીમાર હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢે. તે પછી મસ્જિદમાં અવ્વલ વકત જઈને નમાઝ બાજમાઅત અદા કરે.

□

# ઘરમાંથી બહાર જવાની દુઆ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જ્યારે કોઈ આદમી પોતાના ઘરમાંથી નીકળે તો કહે :

**બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ લા હવ્લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.**

**ભાવાર્થ :**

હું અલ્લાહનું નામ લઈને નીકળી રહ્યો છું. અલ્લાહ પર જ મારો ભરોસો છે. કોઈ ખયર મેળવવા માટે કે કોઈ બુરાઈથી બચવામાં કામિયાબી અલ્લાહના જ હુકમથી થઈ શકે છે.



(જ્યારે ઉપરની દુઆ પઢવામાં આવે છે) ત્યારે આલમે ગૈબમાં તે આદમીથી કહેવામાં આવે છે (અર્થાત્ ફરિશ્તાઓ કહે છે કે) :

'અલ્લાહના બંદા ! તારું આ અરજ કરવું તારા માટે કાફી છે. તને સંપૂર્ણ રહનુમાઈ (માર્ગદર્શન) મળી ગઈ અને તારી હિફાઝતનો નિર્ણય થઈ ગયો !'

(આ દુઆ પઢવાથી) શયતાન નિરાશ અને નામુરાદ થઈને તેનાથી દૂર થઈ જાય છે.

**['જામિઅ તિરમિઝી', 'સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ', 'હિસ્ને હસીન']**



અને જ્યારે ફજરની સુન્નતો પઢીને પોતાના ઘરથી ફજરની નમાઝ માટે (મસ્જિદે જવા માટે) નીકળે ત્યારે રસ્તામાં આ દુઆ પઢે :

**'અલ્લાહુમ્મજઅલ્ ફી કલ્બી નૂરંવ્ વફી બસરી નૂરંવ્ વ ફી સમ્ઈ નૂરંવ્ વ અંય્યમીની નૂરંવ્ વ અન શિમાલી નૂરંવ્ વજઅલ્ લી નૂરંવ્ વ ફી અસબી નૂરંવ્ વ ફી લહ્મી નૂરંવ્ વ ફી દમી નૂરંવ્ વફી શઅ્રી નૂરંવ્ વ ફી**

**બશરી નૂરંવ્ વ ફી લિસાની નૂરંવ્ વજ્અલ્ ફી નફસી નૂરંવ્ વ અઅ્ઝિમ લી નૂરંવ્ વજ્અલ્ની નૂરંવ્ વજ્અલ મિન્ખલ્ફી નૂરંવ્ વ મિન અમામી નૂરંવ્ વજ્અલ મિન ફવ્કી નૂરંવ્ વ મિન તહ્તી નૂરન. અલ્લાહુમ્મ અઅ્તિની નૂરા.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! મારા દિલમાં નૂર કરી દે, અને મારી આંખોમાં તથા મારા કાનોમાં નૂર કરી દે અને મારી જમણી બાજુ નૂર કરી દે અને મારી ડાબી બાજુ નૂર કરી દે અને મારા માટે નૂર મુકર્રર કરી દે અને મારા સ્નાયૂઓમાં નૂર કરી દે અને મારા ગોશતમાં નૂર કરી દે, અને મારા લોહીમાં નૂર કરી દે, અને મારા બાલોમાં નૂર કરી દે, અને મારી ખાલ (ચામડી)માં નૂર કરી દે, અને મારી ઝબાનમાં નૂર કરી દે, અને મારા નફસમાં નૂર કરી દે, અને મારા માટે મોટું નૂર મુકર્રર કરી દે, અને મને નૂર કરી દે, અને મારી પાછળ નૂર કરી દે, અને મારી આગળ નૂર કરી દે, અને મારી ઉપર નૂર કરી દે, અને મારી નીચે નૂર કરી દે.

હે અલ્લાહ ! મને નૂર ઈનાયત ફરમાવ !

**['સુનને અબી દાઉદ', 'બુખારી', 'મુસ્લિમ', 'અન ઈબ્ને અબ્બાસ', 'હિસ્ને હસીન']**

## ઈશરાકની નમાઝ

જો કોઈ શરઈ ઉઝર ન હોય તો ફજરની નમાઝથી ફારિગ થઈને ઈશરાક સુધી ઝિક્રે ઈલાહીમાં મશગૂલ રહે.

એમાં આ'લા દરજ્જો તો એ છે કે જે મસ્જિદમાં, જે જગાએ ફર્ઝ પઢી છે, ત્યાં જ બેસી રહે. મધ્યમ દરજ્જો એ છે કે, તે મસ્જિદમાં કોઈ પણ જગાએ બેસી જાય. અદના દરજ્જો એ છે કે, મસ્જિદની બહાર ચાલ્યો જાય, પરંતુ ઝિક્રે ઈલાહી સતત ઝબાનથી અદા કરતો રહે.

જ્યારે સૂરજ નીકળવા પછી તેમાં ચમક આવી જાય, સૂરજ નીકળવા પછી લગભગ પંદર મિનિટ પછી બે રકાત નફલ પઢે તો પૂરી એક હજ્જનો અને પૂરા એક ઉમ્રહનો સવાબ મળે છે. એને નમાઝે ઈશરાક કહે છે.

જે શખ્સ ઈશરાકના સમયે બે રકાત નફલ પઢે, તો તેના બધાં જ ગુનાહે સગીરહ (નાના ગુનાહ) માફ કરી દેવામાં આવે છે.

**['અત્તરગીબ વત્તરહીબ']**

# સવારની દુઆ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સ સવારે આ આયતને પઢે છે તેની દિવસભરની છૂટી ગયેલી નેકીઓનો તેને સવાબ મળી જાય છે અને જે સાંજના વખતે પઢે છે તેને રાતભરની છુટેલી નેકીઓનો સવાબ મળે છે.

**'ફસુબ્હાનલ્લાહિ હી—ન તુમ્સૂ—ન વ હી—ન તુસ્બિહૂન. વલહુલ હમ્દુ ફીસ્સમાવાતિ વલ્અર્દિ વ અશિય્યંવ્ વ હી—ન તુઝ્હિરૂન. યુખ્રિજુલ હય્ય મિનલ મય્યિતિ વ યુખ્રિજુલ મય્યિતિ મિનલ હય્યી વ યુહ્યિલ અર્દ બઅ્દ મવ્તિહા વ કઝાલિક તુખ્રજૂન.'** **['હિસ્ને હસીન']**

ભાવાર્થ :

જ્યારે તમારા લોકોને સાંજ થાય અને જ્યારે તમને સવાર થાય, અલ્લાહ તઆલાની તસ્બીહ કરો અને આસમાન તથા જમીનમાં તે જ અલ્લાહ પ્રશંસાને પાત્ર છે અને પછી ત્રીજા પહોરે તથા જ્યારે તમે લોકોને બપોર થાય (ત્યારે અલ્લાહ તઆલાની તસ્બીહ કરો.) તે જ મરેલાંને જીવતાં કરે છે અને તે જ જીવતાને મુર્દા બનાવે છે અને તે જ મરેલી ધરતીને શાદાબ (લીલીછમ) બનાવે છે અને એ જ રીતે તમે (લોકો મરવા પછી જમીનમાંથી) કાઢવામાં આવશો.



ઈશરાકની નમાઝથી ફારિગ થવા પછી પોતાના ધંધા—વ્યવસાયમાં મશગૂલ થઈ જાવ. હલાલ અને પાક રોજી હાસિલ કરો. તે ઉપરાંત બીજા ફરજો અને વાજિબોની અદાયગીનો તથા તમામ જિંદગીમાં સુન્નતના પાલનની કાળજી રાખો.

તે પછી સૂરજ પૂરતો ઊંચો થઈ જાય અને તેનામાં રોશની તેજ થઈ જાય ત્યારે ચાશ્તની નમાઝ અદા કરો. ચાર રકાતથી લઈને બાર રકાત આ નમાઝની રકાતોની સંખ્યા છે. ['મુસ્લિમ']

## કયલૂલહ

જો ફુરસદ મળે તો સુન્નતની ઈત્તિબાઅની નિય્યતથી બપોરના ખાવા પછી થોડા સમય સૂઈ જાય. એને કયલૂલહ કહે છે. આ મસનૂન અમલના માટે ઊંઘવું જરૂરી નથી, માત્ર આડા પડવું કાફી છે.

**['ઝાદુલ મઆદ']**

હઝરત અનસ (રદિ.) કહે છે કે :

'સલફે સહાબા (રદિ.) પ્રથમ જુમ્આ અદા કરતા હતા તે પછી કયલૂલહ કરતા હતા.' ['બુખારી']



હઝરત ખ્વાત બિન જુબૈર (રદિ.) કહે છે કે :

'દિવસ નીકળતી વખતે સૂવું બેઅકલી અને
બપોરે સૂવું આદત, તથા
દિવસના અસ્ત વખતે સૂવું હિમાકત (મૂર્ખાઈ) છે.' ['બુખારી']



[મતલબ એ છે કે, રાતના ઉપરાંત જો કોઈ વખત ઊંઘનું જોર હોય તો બપોરનો કયલૂલહ તો ઠીક છે, પરંતુ સવાર–સાંજ સૂવું મૂર્ખાઈ અને બુદ્ધિવિહીનતા તથા નાદારીની દલીલ છે અથવા આ સમયોમાં સૂવું સ્વભાવમાં આ ખસલતો અને સિફાત પયદા કરી દે છે.]

**['અલ અદબુલ મુફરદ']**



ઝોહરની નમાઝ બાજમાઅત અદા કરવા પછી પોતાના જીવન વ્યવહારમાં મશગૂલ થઈ જાય અને અસરની નમાઝનો ખાસ રીતે ખ્યાલ રાખે. કુર્આન શરીફમાં એનો ખુસૂસી હુકમ આવ્યો છે.

**'હાફિઝૂ અલસ્સલવાતિ વસ્સલાતિલ વુસ્તા.'**

**ભાવાર્થ :**

નમાઝોની હિફાઝત કરો અને વચમાંની નમાઝની. (વચમાંની

નમાઝથી મુરાદ અસરની નમાઝ છે. એની હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઘણી તાકીદ ફરમાવી છે.) ['બિહિશ્તી ઝયવર']



અસરની ફર્ઝ નમાઝ પહેલાં ચાર રકાત નમાઝ પઢવું સુન્નત છે અને એની મોટી ફઝીલત આવેલી છે. ['તિરમિઝી']



ફજરની નમાઝની જેમ અસરની નમાઝ પઢવા બાદ થોડો સમય બેસે અને ઝિક્રે ઈલાહી કરતા રહો, તે પછી દુઆ માંગો.

['બિહિશ્તી ઝયવર']

# રાતની સુન્નતો

## નમાઝે અવ્વાબીન

મગરિબની નમાઝ બાદ ઓછામાં ઓછી છ (૬) રકાત નમાઝ બબ્બે રકાત કરીને પઢવામાં આવે છે અને વધારેમાં વધારે વીસ (૨૦) રકાત પણ પઢી શકે છે.

આ નમાઝોનો સવાબ બાર (૧૨) વરસની નફલોના બરાબર મળે છે. ['દુર્રે મુખ્તાર', 'સુનને અબૂ દાઉદ', 'મિશ્કાત', 'બયહકી']

## નમાઝે ઈશા

તે પછી સમય પર ઈશાની નમાઝ બાજમાઅત અદા કરે. ઈશાથી પહેલાં ચાર રકાત સુન્નત છે. ['બદાઈઅ']



ઈશાની ફર્ઝ (રકાતો) પછી બે રકાત સુન્નતે મુઅક્કદહ છે.

['મિશ્કાત']

ઈશાની આ બે સુન્નતો બાદ બે રકાત નફલ પઢવાના બદલે ચાર રકાત નફલ પઢે તો શબે કદરના બરાબર સવાબ મળે છે. ['અત્તરગીબ']



અને જેની તહજ્જુદના વખતે આંખ ન ખૂલતી હોય તો આ ચાર રકાત ઈશા બાદ તહજ્જુદની નિય્યતથી પઢી લેતો રહે, તો એ તહજ્જુદમાં ગણાય છે.

જો પાછલી રાતે આંખ ખૂલી જાય તો તે વખતે તહજ્જુદની નમાઝ પઢી લે, નહીંતર આ ચાર રકાત જ પૂરતી થઈ જશે.

['બિહિશ્તી ઝયવર', 'અત્તરગીબ']

વિત્ર પછી બે રકાત નફલ પઢવામાં આવે છે.

નોંધ:

બેહતર એ છે કે બંને જગાએ અર્થાત્ વિત્રના પહેલાં ચાર રકાત અને વિત્રના બાદ બે રકાત નફલમાં તહજ્જુદની નિય્યત કર્યા કરે તો ઈન્શાઅલ્લાહુ તઆલા તહજ્જુદની ફઝીલત અને સવાબથી મહરૂમી ન થશે.

## નમાઝે તહજ્જુદ

હદીસ શરીફમાં આવ્યું છે કે :

'ફર્ઝ નમાઝ બાદ સૌથી અફઝલ નમાઝ આખિર રાતમાં તહજ્જુદની નમાઝ છે.

## તહજ્જુદનો અફઝલ સમય

રાતનો આખિરી હિસ્સો (તહજ્જુદનો અફઝલ સમય) છે. ઓછામા ઓછી બે રકાત (અને) વધારેમાં વધારે બાર રકાત છે.

['બુખારી', 'મુઅત્તા ઈમામ માલિક']



તહજ્જુદની નમાઝ પઢવાની રાતે હિમ્મત ન હોય તો ઈશાની નમાઝ બાદ જ થોડી રકાતો પઢી લે, પરંતુ સવાબમાં કમી થઈ જશે.

ફર્ઝ નમાઝ ઉપરાંત બાકી નમાઝોને પોતાના ઘરમાં પઢવું અફઝલ છે એટલે તહજ્જુદની નમાઝ ઘરમાં જ પઢવું અફઝલ છે.

રાતની નમાઝમાં અફઝલ એ છે કે બે–બે રકાત કરીને પઢવામાં આવે. એટલા માટે તહજ્જુદની (નમાઝ)ને પણ બે–બે રકાતો કરીને પઢવી જોઈએ. **['હિસ્ને હસીન', 'બિહિશ્તી ગવહર']**

## ઘરમાં આવવા–જવાની દુઆઓ અને સુન્નતો

જો કોઈ શખ્સ પોતાના ઘરમાં આવે તો આ દુઆ પઢીને ઘરવાળાઓને સલામ કરે :

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખયૂરલ મવ્લજિ વ ખયૂરલ મખ્રજિ. બિસ્મિલ્લાહિ વલજ્ના વ બિસ્મિલ્લાહિ ખરજ્ના વ અલલ્લાહિ રબ્બના તવક્કલ્ના.'** **['હિસ્ને હસીન']**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! હું તારાથી સારું દાખલ થવું અને સારું નીકળવું માંગું છું. અમે અલ્લાહનું નામ લઈને દાખલ થયા અને અમે અલ્લાહ પર ભરોસો કર્યો.



બયહકીમાં એક રિવાયત છે કે :

જ્યારે તમે ઘરમાં આવો અને જાઓ ત્યારે સલામ કરીને જાઓ.

કેટલાક ઉલમાએ કહ્યું છે કે :

જો એ વખતે ઘરમાં કોઈ ન હોય તો આ રીતે સલામ કરે :

**'અસ્સલામુ અલયૂના વ અલા ઈબાદિલ્લાહિસ્સાલિહીન'** અને ફરિશ્તાઓની નિય્યત કરે. **['અન હઝરત અલી (રદિ.)', 'હિસ્ને હસીન']**



C 14

ઘરમાં દાખલ થતી વખતે કોઈ ને કોઈ ઝિક્રુલ્લાહ કરતો રહે અને દુઆએ માષૂરહ પઢે.

ઘરમાં દાખલ થતી વખતે જે પણ હાજર હોય, ભલે બીવી જ હોય, તેને સલામ કરવું મસનૂન છે. ['અબૂ દાઉદ']



જ્યારે ઘરવાળાઓમાંથી કોઈના બેપર્દા હોવાનો અંદેશો હોય ત્યારે જાણ કરીને અંદર દાખલ થાય. ['મિશ્કાત']

ઘરવાળાઓને (બારણાની) સાંકળ કે આગળા વડે અથવા ચાલવાના અવાજ (પગરવ) વડે અથવા ખોંખારો કરીને સાવચેત કરી દેવું જોઈએ. ['નસાઈ']

નોંધ :

કેટલીક વખતે માં, બેટી, બહેન પણ એવી હાલતમાં બેઠેલી હોય છે કે અચાનક પહોંચી જવાથી તેમને હયા અને શરમ આવે છે એટલા માટે ખોંખારો કરીને ઘરમાં જાય. ['અલ અદબુલ મુફરદ']



ઈશાની નમાઝ પઢવાથી પહેલાં સૂવું નહીં. એવું ન થાય કે ઈશાની નમાઝ ફવત થઈ જાય, છૂટી જાય. ['મિશ્કાત']



ઈશાની નમાઝ બાદ (જરૂરત વગર) દુન્યવી વાતો કરવાની મનાઈ છે. (મકરૂહે તનઝીહી છે.) ['મિશ્કાત']



અલબત્ત બીવી–બચ્ચાંઓને નસીહતની કહાનિઓ કહેવી અથવા દિલચસ્પીની વાતો કરવી મસનૂન છે. ['શમાઈલે તિરમિઝી']



અંધારી રાત હોય અને રોશનીની વ્યવસ્થા ન હોય તો પણ મસ્જિદમાં જઈને ઈશાની નમાઝ બાજમાઅત અદા કરવું બશારત અને મહાન સવાબનો સબબ છે. ['ઈબ્ને માજહ']

દરેક ફર્ઝ નમાઝને તકબીરે ઊલાની સાથે અદા કરવું સુન્નત છે.
['અત્તરગીબ']



જે શખ્સ ચાલીસ રાત ઈશાની નમાઝ જમાઅતની સાથે તકબીરે ઊલા સહિત અદા કરે તો તેના માટે દોઝખથી નજાત (મુક્તિ) લખી દેવામાં આવે છે.
['ઈબ્ને માજહ']

## રાતની હિફાઝત

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'રાત થતાં કિસ્સા–કહાનીઓની મહેફિલમાં ન જાતા રહો, કારણ કે તમારામાંથી કોઈને પણ ખબર નથી કે તે વખતે અલ્લાહ તઆલાએ પોતાની મખ્લૂકમાંથી કોને કોને કયાં કયાં ફેલાવ્યા છે. એટલા માટે દરવાઝા બંધ કરી લેતા રહો, મશકો (પાણીના વાસણો)ના મોઢાં બંધ કરી દેતા રહો, વાસણોને ઊંધા કરી દેતા રહો, ચિરાગ (દીવા) બુઝાવી દેતા રહો.'
['બુખારી', 'અલ અદબુલ મુફરદ']



હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાભળ્યું કે :

'જ્યારે રાતના તમે કૂતરાના ભસવાનું અને ગધેડાંના ભૂંકવાનું સાંભળો ત્યારે શયતાન મરદૂદથી ખુદાની પનાહ માંગો (અર્થાત્ **'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ'** પઢો) કારણ કે કૂતરાંઓ અને ગધેડાંઓ તે ચીઝ જુએ છે જે તમે નથી જોતા અને રાતના જ્યારે લોકો બજારોમાં ફરવાનું બંધ કરી દે અને રસ્તાઓ બંધ (સૂમસામ) થઈ જાય ત્યારે તમે ઘરમાંથી ઘણું ઓછું નીકળ્યા કરો, એટલા માટે કે રાતના ખુદા પોતાની મખ્લૂકાતમાંથી જેને ચાહે છે (તેને) ફેલાવી દે છે.' ['મિશ્કાત']



## સાંજ અને રાતની કાળજી

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જ્યારે સાંજનો સમય થાય ત્યારે પોતાના નાના બાળકોને (ગલી કૂચામાં ફરવાથી) રોકો, કારણ કે શયાતીનનું લશ્કર સાંજના સમયે (ચોતરફ) ફેલાઈ જાય છે. હા, જ્યારે રાતનો કંઈક ભાગ વીતી જાય તો પછી બાળકોને છોડી દેવામાં કોઈ વાંધો નથી.

અને રાતના દરવાઝા બંધ કરી દેતા રહો અને બંધ કરતી વખતે અલ્લાહ તઆલાનું નામ લઈ લેતા રહો. (બિસ્મિલ્લાહ અથવા બીજી કોઈ દુઆ પઢી લો) કારણ કે શયતાન તે દરવાઝાને ખોલવાની શકિત નથી ધરાવતો, જે અલ્લાહ તઆલાના નામની સાથે બંધ કરવામાં આવ્યો હોય.

અને પોતાના મશકોના મોઢાંઓ, જેમાં પાણી હોય, તેને બાંધી લેતા રહો અને બાંધતી વખતે અલ્લાહ તઆલાનું નામ લેતા રહો અને પોતાના પાણીના વાસણોને ઢાંકી દેતા રહો અને ઢાંકતી વખતે અલ્લાહ તઆલાનું નામ લેતા રહો. ભલે, વાસણ પર કોઈ વસ્તુ નિશાની તરીકે જ મૂકી દેતા રહો (અર્થાત્ વાસણ પૂરું ઢાંકી ન શકો તો કરાહતને દૂર કરવા માટે અને નુકસાનથી બચવા માટે એટલું જ કાફી છે કે વાસણની પહોળાઈ ઉપર કોઈ લાકડી વગેરે જ મૂકી દો.) અને પોતાના ચિરાગ બુઝાવી દો.

['સહીહયન']

## પથારી સાફ કરવી

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

જ્યારે કોઈ પોતાની પથારી પર સૂવાનો ઈરાદો કરે ત્યારે તેને જોઈએ કે પોતાની લૂંગીનો અંદરનો પાલવ ખોલીને તેના વડે પથારીને ઝાટકી લે, ખબર નથી કઈ વસ્તુ તેની પથારી પર પડેલી હોય ! તે પછી જમણી કરવટ પર સૂએ અને આ દુઆ પઢે :

'બિ ઈસ્મિક રબ્બી વ દઅ્તુ જન્બી ફઈનિહ્ તસબ્ત નફ્સી ફર્હમ્હા વ ઈન અર્સલ્તહા ફહ્ફઝ્હા બિમા તહ્ફઝુ બિહિસ્સાલિહીન અવ કાલ ઈબાદકસ્સાલિહીન.'

ભાવાર્થ :

આપના જ નામની સાથે મેં પોતાનું પડખું મૂક્યું. તો અગર આપ હિસાબ લો મારા જાનનો તો એના પર રહમ ફરમાવજો અને અગર પાછો આપ એને મોકલો તો તેની હિફાઝત કરજો જેવી રીતે હિફાઝત કરો છો આપ પોતાના નેક બંદાઓની. ['મિશ્કાત', 'અલ અદબુલ મુફરદ']

## જુદી જુદી સુન્નતો

સૂતી વખતે ફરી પાછું મિસ્વાક કરી લે. ['મિશ્કાત']



સૂવાથી પહેલાં બંને હાથોની હથેળી ભેગી કરીને તેના પર :

– એક વખત 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' પઢે,
– તે પછી સૂરએ 'ઈખ્લાસ' ('કુલ હુવલ્લાહુ અહદ'ની સૂરત) પઢે,
– તે પછી પૂરી 'બિસ્મિલ્લાહ' પઢે,
– તે પછી 'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક' (સૂરત) પઢે,
– તે પછી 'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ (સૂરત) પઢે,
– તે પછી બંને હાથો પર ફૂંક મારીને માથાથી પગ સુધી જ્યાં સુધી હાથ પહોંચે, ફેરવી લે.

પ્રથમ આગળના હિસ્સા પર પગ સુધી (હાથ ફેરવે),

– તે પછી કમરની તરફ હાથ ફેરવે.
– એ જ પ્રમાણે ત્રણ વખત કરે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ મઅમૂલ હતો.

['બુખારી', 'તિરમિઝી', 'હિસ્ને હસીન']



## રાતની દુઆઓ

તે દુઆઓ જે રાતે પઢવામાં આવે છે :

[૧]

'સૂરએ બકરહ'ની આખિરી આયતો પઢે. ['સિહાહ સિત્તહ']

[૨]

'કુલ હુવલ્લાહુ અહદ'(ની સૂરત) પઢે.

['બુખારી', 'મુસ્લિમ', 'નસાઈ']

[૩]

કુર્આને મજીદની સો (૧૦૦) આયતો પઢે.

['હાકિમ અન અબી હુરયરહ રદિ.']

અથવા કુર્આને મજીદની દસ (૧૦) આયતો પઢે.

['હાકિમ અન અબી હુરયરહ રદિ.']

[૪]

સૂરએ 'યાસીન' પઢે.

['ઈબ્ને હિબ્બાન અન જુન્દુબ (રદિ.)']

['હિસ્ને હસીન']

## રાતે પથારી પર જતી વખતે

– ૩૩ (તેંત્રીસ) વખત 'સુબ્હાનલ્લાહ'
– ૩૩ (તેંત્રીસ) વખત 'અલ્હમ્દુલિલ્લાહ'
– ૩૪ (ચોત્રીસ) વખત 'અલ્લાહુ અકબર' પઢે અને
– એક વખત કલિમએ શરીફ પઢીને સૂઈ જાય. ['મિશ્કાત']

□

તહજ્જૂદની નમાઝના માટે મુસલ્લો સિરહાને રાખીને સૂવું સુન્નત છે. ['નસાઈ']



રાતે સૂવાથી પહેલાં સૂરએ 'વાકિઅહ'નો વિર્દ કરી લેવાથી ફાકહ (ભૂખ્યા રહેવા)ની નવબત નથી આવતી. ['અત્તરગીબ']



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત હતી કે આપ સૂવાથી પહેલાં મુસબ્બહાત પઢયા કરતા હતા અને ફરમાવતા હતા કે :

'મુસબ્બહાતમાં એક આયત એવી છે જે હજાર (૧૦૦૦) આયતોના કરતા બેહતર છે.'

મુસબ્બહાતમાં આ છ (૬) સૂરતો છે :

(૧) સૂરએ 'હદીદ' (૨) સૂરએ 'હશર'

(૩) સૂરએ 'સફ' (૪) સૂરએ 'જુમ્અહ'

(૫) સૂરએ 'તગાબુન' (૬) સૂરએ 'અઅ્લા'

['હિસ્ને હસીન']



તહજ્જુદની નમાઝના માટે ઊઠવાની નિય્યત કરીને સૂવું સુન્નત છે. ['નસાઈ']



વુઝૂનું પાણી અને મિસ્વાક પહેલાં તૈયાર કરીને સૂવું સુન્નત છે. ['મુસ્લિમ']

જ્યારે રાતે આંખ ખૂલી જાય ત્યારે સુબ્હે સાદિક થવાથી પહેલાં પહેલાં તહજ્જુદની નમાઝ પઢવી સુન્નત છે. ['મિશ્કાત']



સૂતી વખતે ત્રણ વખત ઈસ્તિગફાર પઢે :

'અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલા–હ ઈલ્લા હુવલ હય્યુલ કય્યૂમુ વ અતૂબુ ઈલયહ.' ['તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']



આ સુન્નત છે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની : તહારત (પાકી)ની સાથે સૂએ. ['અત્તરગીબ']



અગાઉથી વુઝૂ છે તો કાફી છે. નહીંતર (સૂવા પહેલાં) વુઝૂ કરી લે. વુઝૂ ન કરે તો સૂવાની નિય્યતથી તયમ્મુમ જ કરી લે.

['ઝાદુલ મઆદ']

## ખ્વાબ (સ્વપ્નું)

જ્યારે કોઈ પોતાના ખ્વાબમાં મનપસંદ વસ્તુ જુએ તો તે માટે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે અને તેને બયાન કરે.

['મુસ્લિમ', 'નસાઈ', 'બુખારી']



અને દોસ્ત સિવાય કોઈને (ખ્વાબ) બયાન ન કરે.

['બુખારી', 'મુસ્લિમ']



અને જ્યારે ખ્વાબમાં નાપસંદ વાત જુએ ત્યારે ડાબી તરફ ત્રણ વખત થૂત્કારી દે. ['બુખારી', 'મુસ્લિમ']



અને 'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ' પઢે ત્રણ–ત્રણ વખત અને કોઈનાથી એની વાત ન કરે. ['બુખારી', 'મુસ્લિમ', 'અબૂ દાઉદ']

તે પછી તે ખ્વાબ હરગિઝ તેને નુકસાન ન પહોંચાડશે.

['સિહાહ સિત્તહ']



અને જે કરવટ (પડખાં) પર છે તેને બદલી દે. ['મુસ્લિમ']



અથવા ઊઠીને નમાઝ પઢે. ['બુખારી', 'હિસ્ને હસીન']

## પૂર્તિ

ઉપર જણાવેલ ઈબાદતો અને ઈતાઅતો ઉપરાંત એક મુસલમાનની જિંદગી સવારથી રાત સુધી દીની અને દુન્યવી તમામ બાબતોમાં અત્યંત સીધી સાદી અને પાક તથા સાફ હોવી જોઈએ.

દાખલા તરીકે :

– પોતાના પરિવારજનો અને બીજા સંબંધીઓના હકોની અદાયગીમાં,

– પોતાની આજીવિકાના ઝરીયા બાબતમાં,

– ગમી અને ખુશીના પ્રસંગોમાં,

– દોસ્ત–બિરાદરોના સંબંધમાં,

– પોતાના અંગત હાલાતમાં,

– રહન–સહનમાં,

– ઊઠવા–બેસવામાં,

– ખાવા–પીવામાં,

– લિબાસ અને પોશાકમાં,

– ચાલ ચલગત અને અખ્લાકમાં

ખૂબ જ પાકાઝગી અને પ્રામાણિકતાની સાથે હોવું જોઈએ.

જો કે સમાજ અને માહોલના ગલ્બાના કારણે આ વાતોનું હાસિલ થવું અને એના પર અમલ કરવું દેખીતી રીતે ઘણું મુશ્કેલ જણાય છે, પરંતુ આપણા આકાએ નામદાર અને મુહસિને ઈન્સાનિયત (માનવતાના ઉપકારક) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાહિર અને મુતહ્હિર (પવિત્ર અને પવિત્રકર્તા) જિંદગીનું અવલોકન કરવામાં આવે અને તેમની તકલીદ અને તેમની તઅલીમાતની પયરવી કરવામાં આવે તો પછી દરેક વાત અત્યંત આસાન માલૂમ પડે છે.

અને આ જ ઈત્તિબાએ સુન્નતે મુકદસહ (પવિત્ર સુન્નતના અનુસરણ)નું બીજું નામ હયાતે તય્યિબા છે અને એની વિગતો ખૂબ જ વિસ્તારપૂર્વક આ કિતાબમાં જુદા જુદા શીર્ષકો હેઠળ દર્શાવી છે.

## હિદાયત

ધ્યાન આપવા લાયક અગત્યની વાત આ છે કે

ઉપર લખેલી ઈબાદતો અને ઈતાઅતોના માટે સવારથી રાત સુધી પોતાની તમામ ઈબાદતો અને મુઆમલાત તથા સામાજિક જીવન તેમ જ અખ્લાકમાં ખાસ તૌર પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબા અને ખ્યાલ અને કાળજી રાખે જેની વિગતો પોત પોતાના સ્થાને આ કિતાબમાં વિસ્તારથી વર્ણવેલી છે.

**વમા અલયૂના ઈલ્લલ બલાગુલ મુબીન.**

**વમા તવૂફીકી ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.**



# નિકાહને લગતી બાબતો

## નિકાહ માટે પ્રોત્સાહન

હઝરત મુહમ્મદ બિન સલમહ (રદિ.)થી રિવાયત છે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'મુસલમાનો ! નિકાહ કર્યા કરો ! કારણ કે હું તમારા સબબથી આ વાતમાં દુનિયાની બીજી કવમોથી અગ્રતા મેળવવા ચાહું છું કે મારી ઉમ્મત સંખ્યામાં તે બધાંના કરતાં વધારે છે.'



'મુસલમાનો !

ખ્રિસ્તી–પાદરીઓની જેમ કુંવારા ન રહ્યા કરો !' ['બયહકી']

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)નું બયાન છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'નવજવાનો ! તમારામાંથી જે નિકાહ (લગ્ન)ની જવાબદારી ઉઠાવવાની શકિત ધરાવતો હોય તેણે નિકાહ કરી લેવા જોઈએ, કારણ કે એનાથી નિગાહો નીચી રહે છે અને શર્મગાહો (ગુપ્તાંગો)ની હિફાઝત થાય છે અને જે નિકાહની જવાબદારી ન ઉઠાવી શકતો હોય તેને જોઈએ કે શહવત (વાસના)નું જોર તોડવાના માટે રોઝહ રાખે.' ['બુખારી', 'મુસ્લિમ']

## અવરત (પત્ની)ની પસંદગી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'અવરતોથી તેમના હુસ્નો–જમાલ (રૂપ અને સૌંદર્ય)ના આધારે નિકાહ ન કરો, થઈ શકે છે તેમના હુસ્નો–જમાલ તેમને તબાહીની રાહ પર નાંખી દે !

અને ન તેમના માલ કે દૌલતના કારણે શાદી કરો, થઈ શકે છે કે

તેમનો માલ તેમને સરકશી (નાફરમાની) અને અનીતિમાં સંડોવી દે !

બલકે દીનની બુનિયાદ પર તેમનાથી શાદી કરો અને કાળીકલૂટી બાંદી જે દીન અને અખ્લાકથી આભૂષિત હોય તે ઘણી બેહતર છે તે ખાનદાની હસીના (રૂપાંગના)થી કે જે બદઅખ્લાક હોય.' ['ઈબ્ને માજહ']

## નિકાહનો પયગામ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું બયાન છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જ્યારે તમારે ત્યાં કોઈ એવો શખ્સ નિકાહનો પયગામ (શાદીનું માગું) મોકલે જેના દીન અને અખ્લાકથી તમે સંતોષિત અને ખૂશ હોય તો તેનાથી શાદી કરી દો. જો તમે એવું ન કરશો તો ધરતીમાં જબરદસ્ત ફિત્નો અને ફસાદ ફેલાઈ જશે.' ['તિરમિઝી']

## નિકાહના માટે પરવાનગી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'નિકાહશુદહ અવરત (અર્થાત્ અગાઉ નિકાહ થયેલા હોય, પરંતુ વિધવા થવાના કારણે કે તલાક મળવાના કારણે ફરી પાછી નિકાહના લાયક હોય તેવી અવરત)ના નિકાહ તેનો વિચાર જાણ્યા વગર ન કરવામાં આવે.

અને કુંવારી (કન્યા)ના નિકાહ તેના ઈઝન (સંમતિ) લેવા વગર ન કરવામાં આવે.'

લોકોએ પૂછયું :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

કુંવારી કન્યાની સંમતિ શું હોય છે ?'

ફરમાવ્યું :

'તેનું ખામોશ રહેવું જ તેની સંમતિ છે.' ['ઝાદુલ મઆદ']



## નિકાહમાં બરકત

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'સૌથી વધારે બરકતવંતા નિકાહ તે છે જેમાં ઓછામાં ઓછો ખર્ચ થાય.' **['મિશ્કાત']**

## મહર

હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં લોકો અજમી (બિન અરબ લોકો)ની રસ્મો અને રિવાજોથી પ્રભાવિત થઈને ભારી ભારી મહર નક્કી કરવા લાગ્યા તો આપે ખુત્બહમાં લોકોનું ધ્યાન એ તરફ દોર્યું અને બતાવ્યું કે મુસલમાનોનો વિચારવાનો અંદાઝ શું હોવો જોઈએ :

'લોકો ! અવરતોની ભારી ભારી મહર નક્કી ન કરો. એટલા માટે કે જો આ દુનિયા જરાક પણ ઈઝઝત અને શર્ફની ચીઝ હોત અને અલ્લાહની નઝરમાં એ કોઈ મોટાઈની વાત હોત તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સૌથી વધારે એના મુસ્તહિક (અધિકારી) હતા કે તેઓ વધારેમાં વધારે મહર નક્કી ફરમાવત, પરંતુ જ્યાં સુધી મને ખબર છે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ખૂદ પોતાના નિકાહમાં પણ બાર (૧૨) ઊકિયહના કરતાં વધારે મહર નક્કી નથી ફરમાવી અને ન સાહબઝાદીઓની શાદીમાં બાર ઊકિયહના કરતાં વધારે મહર બાંધી !'

એક વૃદ્ધ અવરત ઊભી થઈ અને તેણે કુર્આન શરીફની આ આયત પઢીને (મહરની) આ પાબંદી (ટોચ મર્યાદા)નો વિરોધ કર્યો :

**'વ આતયૂતુમ ઈહ્દાહુન્ન કિન્તારા.'**

**ભાવાર્થ :**

અને તે એકને ઘણો માલ (મહેરમાં) આપી ચૂકયા છે.

**['સૂરએ નિસાઅ', આયત : ૨૦]**



હઝરત ઉમર (રદિ.) મિમ્બર ઉપરથી આ ફરમાવતા ઊતરી ગયા કે :

**'કુલ્લુન્નાસિ અઅ્લમુ મિન ઉમર હત્તલ અજાઈઝ.'**

(દરેક શખ્સ ઉમરના કરતાં વધારે જાણકાર છે અહીં સુધી કે વૃદ્ધ અવરત પણ !)

અને આપ આ બાબતમાં શિદ્દત (સખ્તી) ફરમાવવાથી થંભી ગયા.

['તિરમિઝી']

## મહર અદા કરવાની નિય્યત

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે કોઈ મર્દે પણ કોઈ અવરતથી થોડી કે વધારે મહર પર નિકાહ કર્યા અને તેના દિલમાં મહર અદા કરવાનો ઈરાદો નથી તો તેણે અવરતને ધોકો આપ્યો. તે પછી જો તે મહર અદા કરવા વગર મરી ગયો તો તે ખુદાની સામે એ હાલતમાં હાજર થશે કે ઝિના (વ્યભિચાર)નો મુજરિમ (અપરાધી) હશે.'

['અત્તરગીબ વત્તરહીબ']

## નિકાહ સહીહ થવાની શરત

નિકાહ થવાના માટે એ પણ શર્ત છે કે ઓછામાં ઓછાં બે મર્દોની સામે અથવા એક મર્દ અને બે અવરતોની સામે કરવામાં આવે અને તેઓ પોતાના કાનોથી નિકાહ થતા તથા તે બંનેને (શાદી કરનાર મર્દ અને અવરતને) ઈજાબ અને કબૂલના શબ્દો કહેતા સાંભળે ત્યારે નિકાહ થશે.'

['બિહિશ્તી ઝયવર']



શરીઅતમાં એનો મોટો ખ્યાલ રાખવામાં આવ્યો છે કે ઈચ્છા વગરના અને કજોડાં નિકાહ ન કરવામાં આવે અર્થાત્ છોકરીના નિકાહ કોઈ એવા મર્દથી ન કરો જે એના બરાબરના દરજ્જાનો ન હોય.

['શર્હુલ બિદાયહ', 'બિહિશ્તી ઝયવર']

બરાબરી—સમાનતાના ઘણાં પ્રકારો હોય છે :

(૧) નસબ (વંશ અને ખાનદાન)માં સમાન હોવા.

(૨) મુસલમાન હોવું.

(૩) દીનદારી.

(૪) માલદારી.

(૫) ધંધામાં કે હુન્નર—કળામાં સમકક્ષ હોવા.

['આલમગીરી', 'બિહિશ્તી ઝેવર']

## નિકાહના માટે ઈસ્તિખારહની દુઆ

જો કોઈ છોકરી કે અવરતથી નિકાહ કરવાનો ઈરાદો હોય તો :

– પ્રથમ તો પયગામ કે મંગણી (કરવાના ઈરાદાની) કોઈને જાણ ન કરે.
પછી ઘણી સારી રીતે વુઝૂ કરીને જેટલી બની શકે તેટલી નફલ (નમાઝો) પઢે.

– તે પછી પુષ્કળ અલ્લાહ તઆલાની હમ્દ અને સના તથા અઝમત અને બુઝુર્ગી બયાન કરે.

– તે પછી આ (દુઆ) કહે :

**અલ્લાહુમ્મ ઈન્નક તક્દિરુ વલા અક્દિરુ વ તઅ્લમુ વલા અઅ્લમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબ. ફઈન રઅય્ત અન્ન ફી ફુલાનતિન (અહીં તે છોકરી કે અવરતનું નામ લેવામાં આવે) ખયૂરન ફી દીની વ દુન્યાઢય વ આખિરતી ફક્દિર્હા લી વ ઈન કાન ગયરુહા ખયરમ્ મિન્હા ફી દીની વ આખિરતી ફક્દિરહા લી.'**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! તને કુદરત છે અને મને કુદરત નથી ! તું જાણે છે અને હું જાણતો નથી ! તું ગયબોનો હાલ જાણે છે ! એટલે જો તું જાણે છે કે ફલાણી અવરત (અહીં તે અવરતનું નામ લેવું) મારા માટે દીન અને દુનિયા તેમજ આખિરતના એ'તેબારથી બેહતર છે તો તેને મારા કાબૂમાં કરી દે અને જો એના સિવાય (બીજી કોઈ અવરત) મારા દીન અને આખિરતના

માટે બેહતર છે તો તેને જ મારા માટે મુકદર ફરમાવ !

['મુસ્લિમ શરીફ', 'શમાઈલે તિરમિઝી']

## નિકાહના માટે ખુત્બએ મસ્નૂનહ

'અલ્હમ્દુલિલ્લાહિ નહ્‌મદુહૂ વ નસ્તઈનુહૂ વ નસ્તગ્ફિરુહૂ વ નુઅ્‌મિનુ બિહી વ ન તવક્કલુ અલય્‌હિ વ નઊઝુબિલ્લાહિ મિન શુરુરિ અન્ફુસિના વ મિન સય્યિઆતિ અઅ્‌માલિના મંય્ યહ્‌દિહીલ્લાહુ ફલા મુદિલ્લ લહૂ વ મંય્ યુદ્દલિલ્હુ ફલા હાદિય લહ. વ અશ્હદુ અંલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્‌દહૂ લા શરી–ક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહૂ અર્સલહૂ બિલ્હક્કિ બશીરંવ્ વ નઝીરા.

અમ્મા બઅ્‌દુ ફઈન્ન ખય્‌રલ હદીસિ કિતાબુલ્લાહિ વ ખય્‌રલ હદ્યિ હદ્‌યુ મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વ શર્રુલ ઉમૂરિ મુહ્‌દસાતુહા વ કુલ્લુ બિદ્અતિન દલાલતુન વ કુલ્લુ દલાલતિન ફીન્નારિ મંય્ યુતિઈલ્લાહ વ રસૂલહુ ફકદ રશદ વ મય્ યઅ્‌સિલ્લાહ વ રસૂલહૂ ફઈન્નહૂ લા યદુર્રુ ઈલ્લા નફસહૂ.

અમ્મા બઅદ–

અઊઝુ બિલ્લાહિ મિનશ્શય્‌તાનિર્રજીમ. યા અય્યુહન્ના– સુત્તકૂ રબ્બકુમુલ્લઝી અ–લકકુમ મિન નફસિંવ્ વાહિદતિંવ્ વ ખલ–ક મિન્હા ઝવ્‌જહા વ બસ્સ મિન્હુમા રિજાલન કસીરંવ્ વ નિસાઆ. વત્તકુલ્લાહલ્લઝી તસાઅલૂન બિહી વલ્અર્હામ. ઈન્નલ્લાહ કાન અલય્‌કુમ રકીબા.

યા અય્યુહલ્લઝીન આમનૂત્તકુલ્લાહ હક્ક તુકાતિહી વલા તમૂતુન્ન ઈલ્લા વ અન્તુમ મુસ્લિમૂન. યા અય્યુહલ્લઝીન આમનૂત્તકુલ્લાહ વ કૂલુ કવ્‌લન્ સદીદંય્ યુસ્લિહ લકુમ અઅ્‌મા– લકુમ વ યગ્ફિર લકુમ ઝુનૂબકુમ. વ મંય્ યુતિઈલ્લાહ વ રસૂલહૂ ફકદ ફાઝ ફવ્‌ઝન અઝીમા.

અન્નિકાહુ મિન સુન્નતી ફમન રગિબ અન સુન્નતી ફલય્‌સ મિન્ની.

ભાવાર્થ :

અલ્લાહ તઆલાનો શુક્ર છે કે અમે તેની તા'રીફ કરીએ છીએ અને તેનાથી મદદ માંગીએ છીએ અને તેનાથી ગુનાહોની બખ્શિશ ચાહિએ

છીએ અને અમે તેના પર ઈમાન લાવીએ છીએ અને તેના પર જ ભરોસો કરીએ છીએ અને અમે અમારા નફસોની શરારત તથા આ'માલની બુરાઈથી પનાહ માંગીએ છીએ. જેને અલ્લાહ તઆલા હિદાયત કરે તેને કોઈ ગુમરાહ નથી કરી શકતો અને તે જેને ગુમરાહ કરે તેને કોઈ હિદાયત નથી આપી શકતો અને હું ગવાહી આપું છું કે અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી. તે એક છે, તેનો કોઈ શરીક નથી અને ગવાહી આપું છું કે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના બંદા અને પયગમ્બર છે. અલ્લાહ તઆલાએ તેમને હકની વાતો આપીને મોકલ્યા (અને) જેઓ બશારત આપનારા અને ડરાવનારા છે.

હમ્દો સલાત બાદ બધાં કલામોમાં સૌથી બેહતર અલ્લાહ તઆલાનું કલામ છે અને બધાં તરીકાઓથી સારો તરીકો મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો છે અને બધી ચીઝોથી બુરી ચીઝ નવી વાતો (બિદઅતો) છે અને દરેક નવી વાત ગુમરાહી છે અને દરેક ગુમરાહી દોઝખમાં (લઈ જનારી) છે. જે શખ્સ અલ્લાહ તઆલા અને તેના રસૂલની તાબેદારી કરશે તે હિદાયત પામશે અને જે નાફરમાની કરશે તે પોતાનું જ નુકસાન કરશે.

હમ્દ અને સલાત બાદ.

હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો જેણે તમને એક શખ્સ (અર્થાત્ આદમ અલયહિસ્સલામ)થી પયદા કર્યા અને તેનાથી તેમની બીવીને કાઢી અને તેઓ બંનેથી ઘણાં મર્દ અને અવરત દુનિયામાં ફેલાવી દીધાં અને તે અલ્લાહથી ડરો જેના વાસ્તાથી તમે આપસમાં સવાલ કરો છો (માંગો છો–આપલે કરો છો.) અને સંબંધીઓના (હક મારવા)થી (બચો). બેશક, અલ્લાહ તમારા પર નિગહબાન છે.

હે મુસલમાનો ! અલ્લાહ તઆલાથી ડરો જેવો તેનાથી ડરવાનો હક છે અને ન મરો, પરંતુ ઈસ્લામની હાલતમાં.

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી ડરો અને મજબૂત વાત કહો, જેથી અલ્લાહ તમારા આ'માલની ઈસ્લાહ કરે અને તમારા ગુનાહોને બખ્શી દે અને (યાદ રાખો !) કે જેણે અલ્લાહ અને તેના રસૂલની પયરવી કરી તે ઘણો સફળતાએ પહોચ્યો.

નિકાહ કરવા મારી સુન્નત છે. જે શખ્સ મારી સુન્નત પર (અમલ

કરવાથી) મુખ ફેરવે તે મારાથી નથી.

['હિસ્ને હસીન', 'શમાઈલે તિરમિઝી']

આ ખુત્બએ મસનૂનહ (પઢવા) પછી

ઈજાબ અને કુબૂલ કરવા જોઈએ.



ઈજાબ અને કુબૂલ પછી (નવપરિણીત) યુગલ માટે દુઆ કરવી જોઈએ.



નિકાહ બાદ ખારેક કે ખજૂર લૂંટાવવા કે વહેંચવા મસનૂન છે.

['ઝાદુલ મઆદ']

## નિકાહ બાદ મુબારકબાદની દુઆ

નિકાહ કરનાર યુગલથી આપ સલ્લલ્લાહ અલયહિ વ સલ્લમ ફરમાવ્યા કરતા હતા :

**'બારકલ્લાહુ લકુમા વ બારક અલયકુમા વ જ–મ–અ બયનકુમા ફી ખયૂરિન.'**

**ભાવાર્થ** ·

અલ્લાહ તઆલા તમને બરકત આપે અને તમારા બંને પર બરકત નાઝિલ કરે અને તમારા બંનેમાં ખૂબ સુમેળ કરે.



અને ફરમાવ્યા કરતા હતા કે :

'જ્યારે તમારામાંથી કોઈ પોતાની પત્ની પાસે જવા ચાહે ત્યારે આ દુઆ પઢે :

**'બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબ્ના વ જન્નિબિશ્શયૂતાન મા રઝક્તના.'**

['તિરમિઝી', 'ઝાદુલ મઆદ']



**ભાવાર્થ :**

હું અલ્લાહ તઆલાનું નામ લઈને આ કામ કરું છું. હે અલ્લાહ ! અમને શયતાનથી બચાવ અને જે અવલાદ તું અમને આપે તેનાથી (પણ) શયતાનને દૂર રાખ !

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'અલ્લાહ તઆલા પોતાના બંદાના ઘરમાં કે માલમાં કે અવલાદમાં જો બરકત અતા ફરમાવે અને તે કહે :

**માશાઅલ્લાહુ લા હવ્‌લ વલા કુવ્વત્‌ ઈલ્લાહ બિલ્લાહ.**

**ભાવાર્થ :**

કેવું (બેહતર) અલ્લાહે ચાહ્યું ! ગુનાહોથી બચાવવું અને નેકીઓની કુવ્વત આપવી અલ્લાહના જ તરફથી છે.



તો તે (પઢનાર) શખ્સ મોતના સિવાય કોઈ બીજી તકલીફ ન જોશે. ['ઝાદુલ મઆદ']



પહેલી રાતે દુલ્હનને કંઈ ભેટ–સોગાત આપવું પણ મસનૂન છે.

## વલીમહ

શબે ઉરૂસી (મધુરજની, સોહાગરાત) ગુઝારવા બાદ પોતાના સગાં, સંબંધીઓ, મિત્રો, સ્નેહીઓ અને મસાકીન (ગરીબો)ને દઅવતે વલીમહનું ખાવાનું ખવરાવવું સુન્નત છે. ['તિરમિઝી', 'ઈબ્ને માજહ']



વલીમહના માટે ઘણા મોટા પાયે ઈન્તિઝામ કરવાની જરૂરત નથી. થોડું ખાવાનું થોડાં માણસોને ખવરાવી દેવું પણ કાફી છે.

['બિહિશ્તી ઝયવર']

વલીમહમાં ઈત્તિબાએ સુન્નતની નિય્યત રાખવી જોઈએ.



જે વલીમહમાં ગરીબોને શરીક કરવામાં ન આવે અને જે માત્ર નામના અને દેખાડો કરવા માટે કરવામાં આવે તેમાં કંઈ ખયર અને બરકત નથી, બલકે અલ્લાહ તઆલાની નારાઝગી અને ગુસ્સાનો અંદેશહ છે.

['ઝાદુલ મઆદ', 'બિહિશ્તી ઝયવર']

## નિકાહના કેટલાક મસનૂન આમાલ

- શક્તિવાન માટે નિકાહ કરવું મસનૂન છે.
- બાલિગ (પુખ્ત) થયા બાદ તરત નિકાહ કરવા મસનૂન છે.
- નિકાહથી પહેલાં મંગણી અર્થાત્ પયગામ (માંગુ) મોકલવું મસનૂન છે.
- મંગણી (પયગામ કે માંગુ) મોકલવું છોકરા કે છોકરીવાળાની તરફથી–બંને રીતો મસનૂન છે.
- નેક અને સાલિહની તલાશ મસનૂન છે.
- (એક શખ્સે) એક સમયે ચાર નિકાહ કરવા જાઈઝ છે. કુર્આન અને હદીસથી સાબિત છે, એ શરતે કે બધાંના હકો અદા કરી શકે.
- બેવહ (વિધવા)ની સાથે નિકાહ કરવું પણ મસનૂન છે.
- શવ્વાલ મહિનામાં નિકાહ કરવા મસનૂન છે અને પસંદીદહ તથા બરકતનો સબબ છે.
- જુમ્આના દિવસે બરકત અને ભલાઈના માટે નિકાહ કરવા મસનૂન છે.
- નિકાહના માટે એલાન કરવું મસનૂન છે
- નિકાહ મસ્જિદમાં કરવા મસનૂન છે.
- મસનૂન નિકાહ તે છે જે સાદગીની સાથે થાય અને જેમાં ધાંધલ–ધમાલ તથા નામના અને દેખાડો કરવાના માટે ખર્ચ ન હોય.
- મહેર એટલા પ્રમાણમાં નક્કી કરવી મસનૂન છે જે શક્તિ કરતાં વધારે ન હોય, જેનું પ્રમાણ ઓછામાં ઓછું દસ (૧૦) દિર્હમ હોય.
- મહેર રોકડી કે ઉધાર બંને જાઈઝ છે.

## નિકાહનો તરીકો

– ઈજાબ અને કુબૂલ અરકાને નિકાહ છે. એનાથી જ નિકાહ સ્થાપિત થાય છે.

– નિકાહથી પહેલાં વલી (વાલી)એ છોકરીથી સંમતિ લેવી મસનૂન છે.

– છોકરીને બતાવવામાં આવે કે :

તારા નિકાહ, ફલાણા શખ્સની સાથે,
મહેરની આટલી રકમના બદલામાં કરવામાં આવે છે.
શું તને મંઝૂર છે ?

– તે પછી વલી (વાલી કે વકીલ) ઈજાઝત આપે અને કાઝી (નિકાહ પઢાવનાર) છોકરાથી નિકાહ કુબૂલ કરાવે.

– કાઝીએ છોકરાની રૂબરૂ કે સામે બેસવું અને ખુત્બો પઢવું મસનૂન છે.

['બિહિશ્તી ઝયવર']

## તલાક અને ખુલઅ

હઝરત સવબાન (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો છે કે :

'જે અવરત વિના કારણે પોતાના શવહર (પતિ)થી તલાક ચાહે તેના પર જન્નતની બૂ (સુગંધ) હરામ છે.'

['અહમદ', 'તિરમિઝી', 'અબૂ દાઉદ', 'ઈબ્ને માજહ', 'દારમી', 'મિશ્કાત']



હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'હલાલ ચીઝોમાં અલ્લાહ તઆલાની નઝદીક સૌથી બુરી ચીઝ તલાક છે.'

['અબૂ દાઉદ', 'મિશ્કાત']



હઝરત મઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું :

'મઆઝ ! અલ્લાહ તઆલાએ જેટલી ચીઝો ધરતી પર પયદા કરી છે તેમાં મને સૌથી વધારે મહબૂબ (પ્રિય) લોંડી–ગુલામને આઝાદ કરાવવું છે અને સૌથી વધારે અપ્રિય અને નાપસંદ તલાક છે.'

['દારે કુત્ની', 'મિશ્કાત']

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાહબઝાદી ફાતિમહ ઝહરા (રદિ.)ના બરકતવંતા નિકાહ

હઝરત ફાતિમા (રદિ.)ની ઉંમર હજુ પંદર (૧૫) વરસની હતી કે કેટલાયે મોટા મોટા ખાનદાનોમાંથી (નિકાહ માટે) પયામ (પયગામ, માંગા) આવ્યા, પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખામોશ રહ્યા.

હઝરત અલી (રદિ.)ની ઉંમર ત્યારે લગભગ એકવીસ (૨૧) વરસની હતી.

ફરમાવે છે કે :

'મારા દિલમાં વિચાર આવ્યો કે હું જઈને પયગામ આપું, પરંતુ એ વિચારતો હતો કે છેવટે આ કામ કેવી રીતે થશે ? ! મારી પાસે તો કંઈ પણ નથી ! છેવટે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફકત (મમતા) અને મુહબ્બતે હિમ્મત વધારી અને હું હાજર થઈ ગયો ! અને મારો મકસદ જાહેર કર્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અત્યંત ખૂશ થયા અને તરત જ કુબૂલ ફરમાવીને પૂછયું કે :

'અલી ! તમારી પાસે કંઈ માલ પણ છે ?'

મેં કહ્યું :

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

એક ઘોડો અને ઝિરહ (બખ્તર)ના સિવાય કંઈ પણ નથી !

આપે ઈરશાદ ફરમાવ્યો :

'ઘોડો તો સૈનિકની પાસે રહેવો જ જોઈએ. જાઓ, પોતાની ઝિરહ (બખ્તર) વેચી નાખો !'

હઝરત અલી (રદિ.) ગયા અને આશરે ચારસો (૪૦૦) દિર્હમમાં પોતાનું બખ્તર વેચી આવ્યા.

રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત બિલાલ (રદિ.)ને બોલાવ્યા અને કંઈક ખૂશ્બૂ વગેરે મંગાવી અને હઝરત અનસ (રદિ.)ને હુકમ આપ્યો કે :

'જાઓ, અબૂબકર, ઉસ્માન, તલ્હા, ઝુબેર (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)ને અને કેટલાક અનસારને બોલાવો !'

જ્યારે એ લોકો આવીને બેસી ગયા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નિકાહનો ખુત્બો પઢયો અને તમામ અવરતોની સરદાર હઝરત ફાતિમા (રદિ.)ના નિકાહ ખૂબ જ સાદાઈથી હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂની સાથે કરી દીધા.

આપે એલાન ફરમાવ્યું :

'ગવાહ રહો ! મેં ચારસો મિસ્કાલ ચાંદી પર મારી બેટી (હઝરત) ફાતિમાના નિકાહ (હઝરત) અલીની સાથે કરી દીધા છે અને અલીએ એને કુબૂલ કરી લીધા છે.'

તે પછી દુઆના માટે હાથ ઉઠાવી દીધા.

આપે દુઆ ફરમાવી :

'હે અલ્લાહ !

આ બંનેમાં મુહબ્બત અને મુવાફકત (સુમેળ) પયદા ફરમાવો !

બરકત બખ્શો !

અને સાલિહ (નેક) અવલાદ અતા ફરમાવો !'

નિકાહ બાદ ખારેક વહેંચવામાં આવી અને રાતે ઉમ્મે અયમન (રદિ.)ના સંગાથે ખૂબ જ સાદાઈની સાથે હઝરત ફાતિમાને હઝરત અલીના ઘરે મોકલી દીધાં !

ઈશાની નમાઝ બાદ રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે (ત્યાં) ગયા અને બંનેના હકમાં દુઆ ફરમાવી.

રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની પ્યારી બેટીની સાથે જે સામાન આપ્યો (તે આ પ્રમાણે) હતો :

– ચાંદીના બાઝૂબંદ

– બે યમની ચાદરો

– ચાર ગાદલાં

– એક કમ્બલ

– એક તકિયો

– એક પ્યાલો

– એક ચક્કી (ઘંટા)

– એક પલંગ

– એક મશ્કીઝહ (પાણી ભરવાની નાની મશક)

– એક ઘડો ['હિસ્ને હસીન']

## હઝરત ફાતિમા ઝહરા (રદિ.)ની રુખ્સતી બાદ

જ્યારે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અલી (રદિ.)ના નિકાહ હઝરત ફાતિમા (રદિ.)થી કરી દીધા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમના ઘરે તશરીફ લઈ ગયા.

આપે હઝરત ફાતિમાથી ફરમાવ્યું :

'થોડું પાણી લાવો !'

હઝરત ફાતિમા (રદિ.) લાકડાના એક પ્યાલામાં પાણી લઈને હાજર થયા. આપે પ્યાલો તેમની પાસે લઈ લીધો અને એક ઘૂંટ પાણી મુખ મુબારકમાં લઈને પ્યાલામાં નાંખી દીધું

ત પછી ફરમાવ્યું :

'સામે આવો !'

હઝરત ફાતિમા (રદિ.) સામે આવીને ઊભા રહી ગયાં તો આપે નેમના સીના અને શિર પર પાણી છાંટયું અને ફરમાવ્યું :

'અલ્લાહુમ્મ ઈન્ની ઉઈઝુહા બિ–ક વ ઝુર્રિયતહા મિનશ્શયતાનિર્રજીમ.'

ભાવાર્થ :

હે અલ્લાહ તઆલા ! હું હઝરત ફાતિમા (રદિ.) અને તેની અવલાદને શયતાન મરદૂદથી તારી પનાહમાં આપું છું.

અને તે પછી ફરમાવ્યું :

'મારા તરફ પીઠ કરો !'

હઝરત ફાતિમા (રદિ.) પીઠ કરીને ઊભાં રહી ગયાં.

આપે બાકી વધેલું પાણી પણ એ જ દુઆ પઢીને પીઠ પર છાંટી દીધું.

તે પછી આપે (હઝરત અલી તરફ રુખ કરીને) ફરમાવ્યું :

'પાણી લાવો !'

હઝરત અલી (રદિ.) કહે છે :

'હું સમજી ગયો કે આપ શું ચાહો છો, એટલે મેં પણ પાણી ભરીને પ્યાલો પેશ કર્યો.'

આપે ફરમાવ્યું :

'આગળ આવો !'

હું આગળ આવી ગયો.

આપે પેલાં જ કલિમાત પઢીને અને પ્યાલામાં કુલ્લી કરીને મારા શિર અને સિના પર પાણીના છાંટા માર્યા

તે પછી ફરમાવ્યું :

'પીઠ ફેરવો !'

હું પીઠ ફેરવીને ઊભો રહી ગયો.

આપે ફરી પાછાં તે જ કલિમાત પઢીને પ્યાલામાં કુલ્લી કરી મારા ખભાઓના દરમ્યાન પાણીના છાંટાં નાંખ્યા.

તે પછી ફરમાવ્યું :

'હવે પોતાની દુલ્હનની પાસે જાઓ !'

['હિસ્ને હસીન', 'શમાઈલે તિરમિઝી']

# બાળ જન્મ

## નવજાત બાળકના કાનમાં અઝાન આપવામાં આવે

રિવાયતમાં છે કે :

બાળકના જન્મ પછી તેને નવરાવી–ધોવરાવીને જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવું જોઈએ.

જ્યારે હઝરત હુસૈન (રદિ.)નો જન્મ થયો ત્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમના કાનમાં અઝાન આપી અને ઈકામત પઢી. ['ઝાદુલ મઆદ', 'તબરાની']

## તહનીક

હઝરત અસ્મા (રદિ.) ફરમાવે છે કે :

જ્યારે અબ્દુલ્લાહ બિન ઝુબયર (રદિ.) પયદા થયા ત્યારે મેં તેને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ગોદમાં આપ્યા.

આપે ખજૂર મંગાવ્યું અને ચાવીને મુબારક થૂંક અબ્દુલ્લાહ બિન ઝુબયરના મુખમાં લગાવ્યું અને ખજૂર તેના તાળવામાં ઘસ્યું તેમજ ખયર અને બરકતની દુઆ ફરમાવી. ['ઝાદુલ મઆદ']



હઝરત આયશા (રદિ.)નું બયાન છે કે :

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ત્યાં બાળકોને લાવવામાં આવતા હતા. આપ તહનીક ફરમાવતા અને તેમના હકમાં ખયર અને બરકતની દુઆ કરતા. ['મુસ્લિમ', 'બુખારી', 'તિરમિઝી']



## સારું નામ રાખવું

બાળકના માટે સારું નામ રાખવું જોઈએ.

એ નામ કયાં તો ખુદાના નામની આગળ 'અબ્દ' (અર્થાત્ બંદો) શબ્દ લગાવીને બનાવેલું હોય.

જેમ કે :

અબ્દુલ્લાહ,

અબ્દુર્રહમાન ... વગેરે.



અથવા પયગમ્બરોના નામ પ્રમાણે હોવું જોઈએ અથવા કોઈ એવું નામ જે અર્થની દ્રષ્ટિએ બેહતર હોય.



નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

'કયામતના દિવસે તમને પોતપોતાના નામોથી પુકારવામાં આવશે, એટલા માટે બેહતર નામ રાખ્યા કરો !' ['અબૂ દાઉદ']

## બાળકની પહેલી તા'લીમ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

'જ્યારે તમારી અવલાદ બોલવા લાગે ત્યારે તેને :

લા ઈલાહ ઈલ્લલ્લાહ

શીખવી દો.

પછી પરવા ન કરો કે કયારે મરે.

અને જ્યારે દૂધના દાંત પડી જાય ત્યારે નમાઝનો હુકમ કરો.'

['ઈબ્ને સિન્ની', 'તિરમિઝી', 'ઝાદુલ મઆદ']



## હિફાઝતનું તઅવીઝ

બાળકની હિફાઝત (રક્ષા)ના માટે, નઝરેબદ અને દરેક પ્રકારની આફત, બલા, દુઃખ અને બીમારીથી મહફૂઝ (સુરક્ષિત) રાખવાના માટે આ તઅવીઝ લખીને ગળામાં નાંખી દેવામાં આવે :

**'અઊઝુ બિકલિમાતિલ્લાહિત્તામ્મતિ મિન શર્રિ કુલ્લિ શયતાનિંવ્ વ હામ્મતિંવ્ વ મિન શર્રિ કુલ્લિ અયૂનિલ્લામ્મતિ.**

ભાવાર્થ :

હું અલ્લાહ તઆલાના સંપૂર્ણ કલિમાતના વાસ્તાથી હરેક શયતાન અને ઝેરીલા જાનવરની બુરાઈથી અને નુકસાન પહોંચાડનારી આંખની બુરાઈથી પનાહ ચાહું છું.



આ કલિમાતને પઢીને બાળક પર દમ કરે અથવા લખીને ગળામાં નાંખી દે. ['હિસ્ને હસીન', 'તિરમિઝી']

## અકીકહ

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

'જો તમારામાંથી કોઈ પોતાના બાળકના તરફથી અકીકહ કરવા ચાહે તો તેને જોઈએ કે છોકરાની તરફથી બે બકરીઓ અને છોકરીના તરફથી એક બકરી કરે.'



અને હઝરત આયશા (રદિ.)ની સહીહ રિવાયતથી છોકરાના તરફથી બે બકરીઓ અને છોકરીના તરફથી એક બકરી સાબિત છે.

['ઝાદુલ મઆદ']



આપે ફરમાવ્યું કે :

'દરેક છોકરો પોતાના અકીકહના રહનમાં (ગિરવી) હોય છે. તેના તરફથી સાતમાં દિવસે (બકરી) કુરબાની કરવામાં આવે. તેનું માથું મૂંડાવવામાં આવે અને તેનું નામ રાખી દેવામાં આવે.' **['ઝાદુલ મઆદ']**

**મસ્અલહ :**

જો સાતમાં દિવસે અકીકહ ન કરે તો જ્યારે કરે ત્યારે સાતમાં દિવસનો ખ્યાલ કરવો બેહતર છે. **['બિહિશ્તી ઝયવર']**



હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે :

તેમણે ફરમાવ્યું :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત હસન (રદિ.)નો એક બકરીથી અકીકહ કર્યો અને ફરમાવ્યું :

'ફાતિમા !

એનું માથું મુંડાવી દો !

અને એના બાલોના વજન બરાબર ચાંદી ખયરાત કરી દો !'

એટલે અમે તેનું વજન કર્યું જે એક દિર્હમ કે તેના કરતાં કઈંક ઓછું હતું. ['ઝાદુલ મઆદ']



**મસ્અલહ :**

અકીકહનું ગોશ્ત ચાહે તો કાચું વહેંચી દે, ચાહે તો પકાવીને વહેંચી દે, ચાહે તો દઅવત કરીને ખવડાવે, બધું દુરુસ્ત છે.



**મસ્અલહ :**

અકીકહનું ગોશ્ત બાપ, દાદા, દાદી, નાની ...વગેરે બધાંએ ખાવું દુરુસ્ત છે.



**મસ્અલહ .**

કોઈને તવફીક નહીં એટલા માટે તેણે છોકરાના તરફથી એક જ બકરીનો અકીકહ કર્યો તો તેનો પણ કંઈ વાંધો નથી. અને જો બિલકુલ અકીકહ જ ન કરે તો પણ કંઈ વાંધો નથી. **['બિહિશ્તી ઝયવર']**

## ખત્નહ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે :

લોકો સામાન્ય રીતે છોકરાની ખત્નહ તે સમય સુધી કરતા ન હતા જ્યાં સુધી તે સમજદાર ન થઈ જતો અને હઝરત ઈમામ હમ્બલ (રહ.) ફરમાવે છે કે :

અબૂ અબ્દુલ્લાહ (રહ.)એ ફરમાવ્યું કે :

'જો સાતમાં દિવસે ખત્નહ કરી દેવામાં આવે તો તેમાં કંઈ વાંધો નથી.' **['ઝાદુલ મઆદ']**



# પ્રકરણ આઠમું


બીમારી


ઈયાદત (બીમારપુર્સી )


મવત


મવત પછી

# બીમારી અને ઈલાજ

## દરેક બીમારીની દવા છે

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે :

'દરેક બીમારીની દવા છે.

જ્યારે દવા બીમારને અનુકૂળ થઈ જાય છે ત્યારે અલ્લાહ તઆલાના હુકમથી બીમાર સારો થઈ જાય છે.' ['મુસ્લિમ', 'મિશ્કાત']



સુનને અબી દાઉદ (રહ.)માં હઝરત અબૂ દરદા (રદિ.)થી રિવાયત છે :

તેમણે બતાવ્યું કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'બેશક, અલ્લાહ તઆલા શાનુહૂએ બીમારી પણ ઉતારી અને દવા પણ ઉતારી તેમજ દરેક બીમારીના માટે દવા પયદા કરી એટલા માટે દવા કરો. અલબત્ત, હરામ ચીઝથી દવા ન કરો.' ['ઝાદુલ મઆદ']

## ઈલાજનું મહત્ત્વ અને તેમાં કાળજી

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારીની હાલતમાં પોતે પણ દવાનો ઉપયોગ ફરમાવ્યા કરતા હતા અને લોકોને ઈલાજ કરાવવાની તાકીદ પણ ફરમાવતા હતા.

ઈરશાદ ફરમાવ્યો :

'હે ખુદાના બંદાઓ !

દવા કર્યા કરો, કારણ કે ખુદાએ દરેક બીમારીની શિફા નક્કી કરી છે, માત્ર એક બીમારી સિવાય !'

C
16

લોકોએ પૂછ્યું :

'તે શું છે ?'

આપે ફરમાવ્યું :

'ઘણી વધારે વૃદ્ધા અવસ્થા—ઘડપણ.'

['તિરમિઝી', 'ઝાદુલ મઆદ']



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારને નિષ્ણાત તબીબ પાસે ઈલાજ કરાવવાનો હુકમ ફરમાવતા અને પરહેઝ કરવાનો હુકમ આપતા.

['ઝાદુલ મઆદ']



નાદાન તબીબને ઈલાજ કરવાથી મનાઈ ફરમાવતા અને તેને બીમારને નુકસાન થવાનો જવાબદાર ઠેરવતા. ['ઝાદુલ મઆદ']



હરામ ચીઝોને દવા તરીકે ઉપયોગ કરવાની મનાઈ ફરમાવતા.

ઈરશાદ ફરમાવતા :

'અલ્લાહ તઆલાએ હરામ ચીઝોમાં તમારા માટે શિફા નથી મૂકી.'

['ઝાદુલ મઆદ']

## બીમારની ઈયાદત

સહાબએ કિરામમાંથી જો કોઈ બીમાર થતું તો હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેની ઈયાદતના માટે—ખબર અંતર પૂછવા માટે તશરીફ લઈ જતા. ['ઝાદુલ મઆદ']



મરીઝની ઈયાદતના માટે કોઈ દિવસ નક્કી કરવો આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતે તય્યિબામાં ન હતું, બલકે આપ દિવસ—રાત તમામ વખતોમાં (જરૂરત પ્રમાણે) મરીઝોની ઈયાદત ફરમાવતા.

['ઝાદુલ મઆદ']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :

'મરીઝની પાસે ઈયાદત કરવાના સિલસિલામાં શોર–બકોર ન કરવો તેમ જ ઓછું બેસવું પણ સુન્નત છે.' ['મિશ્કાત']



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મરીઝની નજીક તશરીફ લઈ જતા અને તેના સિરાણે બેસતા. તેની ખબર–અંતર પૂછતા કે :

'તબીયત કેમ છે ?' ['ઝાદુલ મઆદ']



આંહઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈયાદતના માટે તશરીફ લઈ જતા તો બીમારની પેશાની અને નાડી પર હાથ મૂકતા. જો તે (બીમાર) કંઈ માંગે તો તેના માટે તે ચીઝ મંગાવતા.

ફરમાવતા કે :

'જો નુકસાનકર્તા ન હોય તો મરીઝ જે માંગે તે તેને આપો !'

['હિસ્ને હસીન']

## તસલ્લી અને હમદર્દી–સાંત્વન અને સહાનુભૂતિ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'જ્યારે તમે કોઈ મરીઝની પાસે જાઓ ત્યારે તેની ઉંમરના વિશે તેના દિલને ખૂશ કરો (અર્થાત્ તેની ઉંમર અને તેની ઝિન્દગીના વિશે તેને ખૂશ કરો.)

આ પ્રકારની વાતો જે થનારી ચીઝ છે તેને રદ તો ન કરી શકશે, પરંતુ તેનાથી તેનું દિલ ખૂશ થશે અને એ જ ઈયાદતનો મકસદ છે.'

['જામિઅ તિરમિઝી', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



અને કયારેક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મરીઝની પેશાની પર દસ્તે મુબારક મૂકતા, પછી તેના સીના અને પેટ પર હાથ પસવારતા અને દુઆ કરતા :

'હે અલ્લાહ ! એને શિફા આપ !'

અને જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મરીઝની પાસે તશરીફ લઈ જતા ત્યારે ફરમાવતા :

'કંઈ ચિંતા કરવા જેવું નથી.

ઈન્શાઅલ્લાહુ તઆલા બધું ઠીક થઈ જશે.'

કેટલીક વખત આપ ફરમાવતા :

'આ બીમારી ગુનાહોનો કફ્ફારહ અને (ગુનાહોને) પાક–સાફ (કરનાર) બની જશે.' ['ઝાદુલ મઆદ']

## ઈયાદતના ફઝાઈલ

હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'મોમિન બંદો જ્યારે પોતાના ઈમાનવાળાભાઈની ઈયાદત કરે છે ત્યારે પાછો આવવા સુધી જાણે તે જન્નતના બાગમાં હોય છે.'

['સહીહ મુસ્લિમ શરીફ']



હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) કહે છે કે :

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું ક .

'જ્યારે તમે કોઈ મરીઝની પાસે જાઓ અથવા કોઈ મૃત્યુ નજીક હોવ એવા શખ્સની પાંસે જાઓ ત્યારે તેની સામે ભલાઈના શબ્દો ઝબાનથી કાઢો, કારણ કે તમે જે કંઈ કહો છો તેના પર ફરિશ્તા આમીન કહે છે.'

['મુસ્લિમ', 'મિશ્કાત']



હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જ્યારે તમે કોઈ મરીઝની ઈયાદતના માટે જાઓ ત્યારે તેને કહો કે તે તમારા માટે દુઆ કરે, કારણ કે તેની દુઆ ફરિશ્તાઓની દુઆ જેવી હોય છે.' ['ઈબ્ને માજહ', 'મિશ્કાત']

## મરીઝના પર દમ અને તેની તંદુરસ્તી માટે દુઆ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મરીઝના માટે ત્રણ વખત દુઆ ફરમાવતા. જેમ કે આપે હઝરત સઅદ (રદિ.)ના માટે દુઆ ફરમાવી :

'હે અલ્લાહ ! સઅદને શિફા આપ !

હે અલ્લાહ ! સઅદને શિફા આપ !

હે અલ્લાહ ! સઅદને શિફા આપ !' ['ઝાદુલ મઆદ']



હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

જ્યારે અમારામાંથી કોઈ બીમાર થતું ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનો જમણો હાથ તેના શરીર પર ફેરવતા અને આ દુઆ પઢતા :

**અઝ્‌હિબિલ બઅ્‌સ રબ્બન્નાસિ ઈશ્ફિ અન્તશ્શાફી લા શિફાઅ ઈલ્લા શિફાઉક શિફાઅન્ લા યુગાદિરુ સક્‌મા.'**

**ભાવાર્થ :**

હે તમામ આદમીઓના પરવરદિગાર !

આ બંદાની તકલીફ દૂર ફરમાવી દે ! અને શિફા અતા ફરમાવી દે ! તું જ શિફા આપનારો છે ! એટલે તારી જ શિફા શિફા છે. એવી કામિલ (સંપૂર્ણ) શિફા અતા ફરમાવ, જે બિમારીને બિલકુલ–જરાક જેટલીયે ન છોડે. **['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે પોતે બીમાર પડતા ત્યારે 'મુઅવ્વઝાત' પઢીને પોતાના (શરીર) પર દમ ફરમાવ્યા કરતા અને પોતે પોતાના મુબારક હાથ પોતાના શરીર પર ફેરવતા.

પછી જ્યારે આપને તે બીમારી થઈ, જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વફાત પામ્યા તો હું એ જ 'મુઅવ્વઝાત' પઢીને આપના ઉપર દમ કરતી, જેને પઢીને આપ દમ કર્યા કરતા હતા અને આપનો મુબારક હાથ આપના શરીર પર ફેરવતી.

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

નોંધ :

- 'કુલ યા અય્યુહલ કાફિરૂન'
- 'કુલ હુવલ્લાહુ અહદ'
- 'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક'
- 'કુલ અઊઝુ બિરબ્બિન્નાસ'

આ ચાર સૂરતોને 'મુઅવ્વઝાત' કહે છે. [અનુવાદક]



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મરીઝની પેશાની અથવા દુ:ખાવો થતી જગાએ જમણો હાથ મૂકીને ફરમાવતા :

**'અલ્લાહુમ્મ અઝ્હિબિલ બઅ્સ રબ્બન્નાસિ ઈશ્ફિ અન્તશ્શાફી લા શિફાઅ ઈલ્લા શિફાઉક શિફાઅન લા યુગાદિરુ સકમા.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! હે લોકોના પરવરદિગાર !

તકલીફને દૂર ફરમાવ અને શિફા આપ !

તું જ શિફા આપનાર છે. તારી શિફા સિવાય કોઈ શિફા નથી. એવી શિફા આપ જે જરાક જેટલી ય બીમારીને ન છોડે.



આ દુઆ પણ આવી છે :

**'અલ્લાહુમ્મશ્ ફિહી અલ્લાહુમ્મ આફિહી.'**

ભાવાર્થ :

હે અલ્લાહ !

એને શિફા આપ ! અન

એને આફિયત (સુખ–શાંતિ) આપ !



અથવા સાત વખત આ દુઆ પઢે :

**'અસ્અલુલ્લાહલ અઝીમ રબ્બલ અર્શિલ અઝીમી અંય યશ્ફિયક.'**

ભાવાર્થ :

હું માગું છું અલ્લાહ તઆલાથી જે મહાન છે અને અર્શે અઝીમનો પરવરદિગાર છે, કે તને શિફા બખ્શે.

જે શખ્સે કોઈ એવા મરીઝની ઈયાદત કરી, જેનું મોત ન આવ્યું હોય અને આ દુઆ પઢે તો અલ્લાહ તઆલા તે મરીઝને તે મર્ઝ (બીમારી)થી જરૂર શિફા આપશે.

**['મુસ્લિમ', 'બુખારી', 'તિરમિઝી', 'ઝાદુલ મઆદ', 'અબૂ દાઉદ', 'હિસ્ને હસીન']**



હઝરત ઉસ્માન ઈબ્ને અબુલ્આસ (રદિ.)થી રિવાયત છે કે :

તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી દર્દ (દુ:ખાવા)ની શિકાયત કરી, જે તેમના શરીરના કોઈ ભાગમાં (થતું) હતું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'તમે તે જગાએ પોતાના હાથ મૂકો જ્યાં તકલીફ છે અને ત્રણ વખત કહો :

**'બિસ્મિલ્લાહ'**

અને સાત વખત કહો :

'અઊઝુ બિ ઈઝ્ઝતિલ્લાહિ વ કુદરતિહી મિન શર્રિ મા અજિદુ વ ઉહાઝિરુ.'

ભાવાર્થ :

હું પનાહ લઉં છું અલ્લાહ તઆલાની અઝમત અને તેની કુદરતની આ તકલીફના શર (બુરાઈ)થી જે હું પામી રહ્યો છું અને જેનો મને ભય છે.



હઝરત ઉસ્માન ઈબ્ને અબુલ્આસ (રદિ.) કહે છે કે :

મેં એ પ્રમાણે જ કર્યું તો અલ્લાહ તઆલાએ મારી એ તકલીફ દૂર ફરમાવી દીધી. ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ પઢીને હઝરાતે હસન અને હુસયન રદિયલ્લાહુ તઆલા અન્હુમાને અલ્લાહની પનાહમાં સોંપતા હતા :

'ઉઈઝુ બિકલિમાતિલ્લાહિત્તામ્મતિ મિન શર્રિ કુલ્લિ શયતાનિંવ્ વ હામ્મતિંવ્ વ મિન કુલ્લિ અયૂનિલ્લામ્મતિ.'

ભાવાર્થ :

હું તમને પનાહ આપું છું અલ્લાહના કલિમાતે તામ્મહની દરેક શયતાનના શર (બુરાઈ)થી અને દરેક ઝેરીલા જાનવરથી અને અસર નાખનારી આંખથી.



અને ફરમાવતા હતા કે :

'તમારા મહાન દાદા ઈબ્રાહીમ અલયહિસ્સલામ પોતાના બંને સાહબઝાદાઓ ઈસ્માઈલ અને ઈસ્હાક અલયહિમસ્સલામ પર આ કલિમાતથી દમ કરતા હતા.' ['મઆરિફુલ હદીસ', 'રવાહુલ બુખારી']



અને જો કોઈને ઝખ્મ (ઘા) અથવા ફોલ્લાં કે કોઈ તકલીફ થતી

તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના પર દમ કરતા.

શહાદતની આંગળી જમીન પર મૂકી દેતા. પછી દુઆ પઢતા :

**'બિસ્મિલ્લાહિ તુર્બતિ અર્દિના બિ રીકતિ બઅ્દિના યશ્ફી સકીમુના બિઈઝ્નિ રબ્બિના.'**

ભાવાર્થ.

હું અલ્લાહના નામથી બરકત હાસિલ કરું છું. આ બીમારી જમીનની માટી છે જે આપણામાંથી કોઈના થૂંકમાં મળેલી–ભળેલી છે કે જેથી આપણા બીમારને આપણા પરવરદિગારના હુકમથી શિફા આપે.

(આ દુઆ પઢીને) તે (તકલીફવાળી) જગાએ આંગળી ફેરવતા.

['ઝાદુલ મઆદ']

## બીમારીની હાલતમાં પઢવાની દુઆ

જે શખ્સ બીમારીની હાલતમાં આ દુઆ ચાલીસ (૪૦) વખત પઢે તો :

– જો મરી જશે તો શહીદ બરાબર સવાબ મળશે અને

– જો સારો થઈ જશે તો તમામ ગુનાહ બખ્શવામાં આવશે.

**'લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન.'**

અને જો બીમારીમાં આ દુઆ પઢે અને મરી જાય તો તેને દોઝખની આગ અડશે નહીં :

**'લા ઈલાહ ઈલ્લલ્લાહુ અલ્લાહુ અકબરુ. લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહુ. લા ઈલાહ ઈલ્લલ્લાહુ લહુલ્મુલ્કુ વલહુલ્હમ્દુ. લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ.'**

['તિરમિઝી', 'નસાઈ', 'ઈબ્ને માજહ']



બીમારીના સમયમાં સાચા દિલ અને સાચા શવકથી આ દુઆ કર્યા કરે.

['મઆરિફુલ હદીસ']

'અલ્લાહુમ્મર્ઝુક્ની શહાદતન ફી સબીલિક વજ્હલ્ મવ્તી બિ બલદિ રસૂલિક.' ['હિસ્ને હસીન']

ભાવાર્થ :

હે અલ્લાહ !

મને પોતાના રસ્તામાં શહાદતની તવફીક અતા ફરમાવ !

અને મારી મોત પોતાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના શહેરમાં ફરમાવ !

## બીમારીમાં તંદુરસ્તીના સમયના આ'માલનો સવાબ

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જ્યારે કોઈ બંદો બીમાર પડે અથવા સફરમાં જાય અને તે બીમારી કે સફરના કારણે પોતાની ઈબાદત વગેરેના મઅમૂલાત પૂરા કરવાથી મજબૂર થઈ જાય તો અલ્લાહ તઆલાને ત્યાં તેના આ'માલ એવી રીતે લખવામાં આવે છે જેવી રીતે તે તંદુરસ્તીની હાલતમાં અને પોતાના સ્થાને રહેવાની હાલતમાં કર્યા કરતો હતો.' ['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## તકલીફ દરજ્જાઓ બુલંદ થવાનો સબબ છે

મુહમ્મદ ઈબ્ને ખાલિદ સલમી (રદિ.) પોતાના વાલિદથી રિવાયત કરે છે, અને તેઓ તેમના દાદાથી રિવાયત કરે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'કોઈ મોમિન બંદાના માટે અલ્લાહ તઆલાના તરફથી એવો બુલંદ મકામ નક્કી થઈ જાય છે જેને તે પોતાના અમલથી મેળવી શકતો નથી ! તો અલ્લાહ તઆલા તેને કોઈ શારીરિક કે માલી તકલીફમાં અથવા અવલાદની તરફથી કોઈ સદમો કે પરેશાનીમાં નાંખી દે છે. પછી તેને સબ્રની તવફીક આપી દે છે. અહીં સુધી કે તે મુસીબતો અને તકલીફો (અને તેના

પર સબ્ર કરવાના) કારણે તે બુલંદ મકામ પર પહોંચાડી દેવામાં આવે છે, જે તેના માટે અગાઉથી નક્કી થઈ ચૂકયો છે.'

['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ', 'સુનને અબી દાઉદ']

## ગુનાહોના કફ્ફારાના સબબો

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે :

'મોમિનને જે કોઈ બીમારી,

જે કોઈ પરેશાની ,

જે કોઈ રંજ અને ગમ અને

જે કોઈ દુઃખ પહોંચે છે

અહીં સુધી કે જો કાંટો પણ તેને વાગે છે તો અલ્લાહ તઆલા આ ચીઝોના ઝરીયાથી તેના ગુનાહોની સફાઈ ફરમાવી દે છે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## મોતની યાદ અને તેનો શવક

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'લોકો ! મવતને યાદ કર્યા કરો ! અને તેને યાદ રાખો, જે દુનિયાની લિઝ્ઝતોને ખત્મ કરી દેનારી છે !'

['જામિઅ તિરમિઝી', 'સુનને નસાઈ', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યં :

'મવત મોમિનનો તોહફો છે.'

['શોઅબુલ ઈમાન લિલ બયહકી', 'મઆરિફુલ હદીસ']

## મવતની તમન્ના અને દુઆ કરવાની મનાઈ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'તમારામાંથી કોઈ પણ, કોઈ તકલીફ અને દુઃખના કારણે મવતની તમન્ના ન કરે અને ન (મવતની) દુઆ કરે અને જો આંતરિક ઈરાદાથી બિલકુલ જ મજબૂર હોય તો આ પ્રમાણે દુઆ કરે :

**'અલ્લાહુમ્મ અહ્‌યિની મા કાનતિલ્ હયાતુ ખયૂરલ લી વ તવફ્ફની ઈઝા કાનતિલ વફાતુ ખયૂરલ્લી.'** **['હિસ્ને હસીન']**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! જ્યાં સુધી ઝિન્દગી બેહતર હોય ત્યાં સુધી મને જીવતો રાખ અને જ્યારે મારા માટે મવત બેહતર હોય ત્યારે મને દુનિયાથી ઉઠાવી લે ! **['સહીહ બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**

## મવતની નિશાનીઓ જાહેર થવા લાગે ત્યારે શું કરવું ?

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

'મરનારાઓને કલિમએ લા ઈલાહ ઈલ્લલ્લાહની તલ્કીન કરે.'

**['સહીહ મુસ્લિમ','મઆરિફુલ હદીસ']**



હઝરત મઅકલ ઈબ્ને યસાર (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'તમે પોતાના મરનારાઓ પર સૂરએ યાસીન પઢયા કરો !'

**['મઆરિફુલ હદીસ', 'મુસ્નદે અહમદ', 'સુનને અબી દાઉદ', 'સુનને ઈબ્ને માજહ']**

## સકરાતુલ મવત

મરનારાઓનાં મુખ ફરતી વખતે કિબ્લાની તરફ કરી દે અને પોતે આ દુઆ માંગે :

[૧] **'અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમ્ની વઅલ્હિકની બિર્રફીકિલ્અઅ્લા.'**

અને :

[૨] **'લા ઈલાહ ઈલ્લલ્લાહ'** પઢે.

[૩] અને પઢે :

**'અલ્લાહુમ્મ અઈન્ની અલા ગમરાતિલ મવ્તિ વ સકરાતિલ મવતિ.'**

**ભાવાર્થ :**

[૧] હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ ! અને મારા પર રહમ ફરમાવ ! અને મને ઉપરવાળા સાથીઓમાં પહોંચાડી દે !

[૨] અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી.

[૩] હે અલ્લાહ ! મવતની સખ્તીઓ (આ મોકા) પર મારી મદદ ફરમાવ !

['તિરમિઝી']

## જીવ નીકળવાના વખતે

જ્યારે કોઈના પર મવતની અસર જાહેર થાય અર્થાત્ :

– તેના બંને કદમ ઢીલા થઈ જાય,

– નાક વાંકું થઈ જાય અને

– કાનપટીઓ દબાઈ જાય.

ત્યારે તેને જમણી તરફ કિબ્લારુખ સૂવાડે અને મુસ્તહબ એ છે કે કલિમએ શહાદતની તલ્કીન એ રીતે કરે કે કોઈ નેક આદમી તેની પાસે બુલંદ અવાજે કહે :

**'અશ્હદુ અંલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ.'**

અને એને પઢવા માટે તેને આગ્રહ ન કરે, કારણ કે તે પોતાની તકલીફમાં ઘેરાયેલો છે. જો તે એક વખત પઢી લે તો કાફી છે અને તે પછી તે બીજી કોઈ વાત કરે તો ફરી એક વખત એ જ પ્રમાણે તલ્કીન કરે.

અને મુસ્તહબ છે કે તેની પાસે સૂરએ 'યાસીન' પઢે. તેમ જ નેક અને મુત્તકી આદમી તેની પાસે હાજર રહે. ['તિરમિઝી']



જ્યારે મૃત્યુ થઈ જાય ત્યારે સંબંધીઓ આ દુઆ પઢે :

**'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન. અલ્લાહુમ્મ અજિર્ની ફી મુસીબતી વખ્લુફ લી ખયૂરમ્ મિન્હા.'** **['તિરમિઝી']**

**ભાવાર્થ :**

બેશક, આપણે અલ્લાહના જ માટે છીએ અને આપણે અલ્લાહના જ તરફ પાછાં ફરનાર છીએ.

હે અલ્લાહ ! મારી મુસીબતમાં અજ્ર આપ અને એના બદલે મને એનાથી સારો બદલો ઈનાયત ફરમાવ !



જ્યારે મૃત્યુ થઇ જાય ત્યારે કપડાંની પટ્ટીથી તેની દાઢી માથાંની સાથે બાંધી દે અને હળવેથી આંખો બંધ કરી દે.

અને બાંધતી વખતે પઢે ·

**'બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મ યસ્સિર અલયહિ અમ્રહુ વ સહ્હિલ અલયહિ મા બઅ્દહુ વ અસ્ઈદહુ બિ લિકાઈક વજ્અલ મા ખરજ ઈલયહિ ખયૂરમ્ મિમ્મા ખરજ અન્હુ.'**

**ભાવાર્થ :**

શરૂ કરું છું અલ્લાહના નામથી અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દીન પર. હે અલ્લાહ ! આ મય્યિત પર એનું કામ આસાન ફરમાવ અને એના પર તે જમાનો આસાન ફરમાવ, જે હવે પછી આવશે અને એને પોતાના (પવિત્ર) દીદારથી મુશર્રફ ફરમાવ ! અને જ્યાં ગયો છે (અર્થાત્ આખિરતમાં) ત્યાં એને બેહતર કરી દે અહીંના કરતાં જ્યાંથી એ ગયો છે.

તે પછી

- તેના હાથ–પગ સીધા કરી દે.
- મુસ્તહબ છે કે તેના કપડાં ઉતારીને એક ચાદર ઓઢાવી દે.
- તેને ખાટલા પર કે ચોકી પર રાખે, જમીન પર ન છોડે.
- પછી તેના મિત્રો–સંબંધીઓને જાણ કરે કે જેથી તેની જનાઝાની નમાઝમાં વધારેમાં વધારે લોકો શરીક થાય અને તેના માટે દુઆ કરે.
- મુસ્તહબ છે કે તેના માથે જે કર્ઝ હોય તેને અદા કરે.
- કફન–દફનમાં ઉતાવળ કરે.
- ગુસલથી પહેલાં મય્યિતની નજીક કુર્આન પઢવાની મનાઈ છે.

['શર્હે તન્વીર', 'બિહિશ્તી ઝેવર']

## મય્યિત પર હાયપીટ અને માતમ નહીં કરવું જોઈએ

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

એક વખતે સઅદ બિન ઉબાદહ (રદિ.) બીમાર થયા. ત્યારે

અબ્દુર્રહમાન બિન અવફ,

સઅદ બિન અબી વક્કાસ અને

અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ તઆલા અન્હુમને સાથે લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની ઈયાદતના માટે આવ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે અંદર તશરીફ લાવ્યા ત્યારે તેમને ગાશિયહમાં અર્થાત્ ઘણી સખત તકલીફમાં જોયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને આ હાલતમાં જોયા કે તેમની ફરતે માણસોની ભીડ લાગેલી છે તો આપે પૂછ્યું :

'ખત્મ થઈ ગયા ? !'

(નિરાશાના તૌર પર અથવા હાજરજનોથી પૂછપરછના તૌર પર આપે આ વાત ફરમાવી.)

લોકોએ અરજ કરી :

'ના, હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હજ ખત્મ નથી થયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તેમની આ હાલત જોઈને રડવું આવી ગયું.

જ્યારે બીજા લોકોએ આપ પર રડવાના આસાર જોયા તો તેઓ પણ રડવા લાગ્યા.

આપે ઈરશાદ ફરમાવ્યો :

'લોકો ! સારી રીતે સાંભળી લો ! અને સમજી લો ! અલ્લાહ તઆલા આંખના આંસૂ અને દિલના ગમ પર તો સઝા નથી આપતો, કારણ કે તેના પર બંદાનો ઈખ્તિયાર અને કાબૂ નથી.'

તે પછી જીભના તરફ ઈશારો કરીને ફરમાવ્યું,

'પરંતુ આની ગલતી પર (અર્થાત્ ઝબાનથી હાયપીટ અને માતમ કરવા પર) સઝા પણ આપે છે અને **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન** પઢવા પર તેમજ દુઆ અને ઈસ્તિગફાર કરવા પર રહમત પણ ફરમાવે છે.' **['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**



હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.)થી રિવાયત છે કે :

તેમના શવહર (પતિ) અબૂ સલ્મહની વફાતના વખતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા. તેમની (અબૂ સલ્મહની) આંખો ખૂલ્લી રહી ગઈ હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને બંધ કરી અને ફરમાવ્યું :

'જ્યારે રૂહ શરીરમાંથી કાઢી લેવામાં આવે છે ત્યારે જોવાની શક્તિ પણ તેની સાથે ચાલી જાય છે. એટલે મવતના બાદ આંખોને બંધ જ કરી દેવી જોઈએ.'

આપની આ વાત સાંભળીને તેમના ઘરના લોકો ચીસ પાડીને રડવા લાગ્યા અને આ રંજ તથા સદમાની હાલતમાં તેમની ઝબાનથી એવી વાતો નીકળવા લાગી, જે ખૂદ તે લોકોના હકમાં બદદુઆ હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'લોકો ! પોતાના હકમાં ખયર અને ભલાઈની દુઆ કરો, કારણકે તમે જે કંઈ કહી રહ્યા છો તેના પર ફરિશ્તા આમીન કહે છે !'

તે પછી આપે ખૂદ આ પ્રમાણે દુઆ ફરમાવી :

'હે અલ્લાહ ! અબૂ સલ્મહની મગફિરત ફરમાવ અને પોતાના હિદાયત પામેલ બંદાઓમાં તેમનો દરજ્જો બુલંદ ફરમાવ તેમજ તેના બદલે તું જ નિગરાની ફરમાવ તેમના પાછળ રહેલાઓની અને (હે) રબ્બુલ આલમીન ! બખ્શી દે અમને અને તેને તથા તેની કબરને વિશાળ અને મુનવ્વર ફરમાવ ! ['સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## મય્યિતના માટે આંસૂ વહાવવા જાઈઝ છે

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની ઉમ્મતના માટે

– ઈસ્તિર્જાઅ (શોક વ્યકત કરવા) માટેના શબ્દો ('ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન') કહેવું અને
– અલ્લાહની કઝા (તકદીર) પર રાજી રહેવું મસનૂન ઠેરવ્યું.

આ વાતો આંખથી આંસૂ વહાવવા તથા ગમેદિલના વિરુદ્ધ નથી.

એ જ કારણ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમામ મખ્લૂકમાં સૌથી વધારે કઝાએ ઈલાહી પર રાજી રહેનારા અને સૌથી વધારે હમ્દ કરનારા હતા.

અને એ છતાં પોતાના સાહબઝાદા ઈબ્રાહીમ (ની વફાત) પર મુહબ્બત અને શફકતની વિપુલતાના કારણે દિલ દ્રવી ઉઠવાના કારણે રડી પડયા, પરંતુ આપનું દિલ અલ્લાહ તબારક વ તઆલાની રઝા અને શુક્રથી ભરપૂર હતું તથા ઝબાન તેના ઝિક્ર અને હમ્દમાં મશ્ગૂલ હતી.

['ઝાદુલ મઆદ']



# આંખના આંસૂ અને દિલનો સદમો

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે :

અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે અબૂ યૂસુફ આહંગરના ઘરે ગયા.

અબૂ યૂસુફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરઝંદ ઈબ્રાહીમની દાયા ખવલહ બિન્તે અલ મુન્ઝિરના શવહર (પતિ) હતા અને ઈબ્રાહીમ તે વખતના રિવાજ પ્રમાણે પોતાની દાયાના ઘરે જ રહેતા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના સાહબઝાદાને ઉઠાવી લીધા, ચૂમ્યા અને તેમના ગાલો પર નાક મૂકયું, જેવી રીતે બાળકોને પ્યાર કરતી વખતે કરવામાં આવે છે.

તે પછી ફરી પાછા એક વખત એ સાહબઝાદા ઈબ્રાહીમની આખરી બીમારીમાં અમે ત્યાં ગયા. ત્યારે ઈબ્રાહીમનો જીવ નીકળી રહ્યો હતો. નઝઅની હાલતમાં હતા.

તેમની આ હાલત જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોથી આંસૂ વહેવા લાગ્યા.

અબ્દુર્રહમાન બિન અવફ (રદિ.) (જેઓ અજાણતામાં એવું સમજતા હતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ પ્રકારની ચીઝોથી પ્રભાવિત નથી થઈ શકતા) તેમણે નવાઈ પામીને કહ્યું :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

આપની પણ આ હાલત ? !'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'હે ઈબ્ને અવફ ! આ કોઈ બુરી વાત કે બુરી હાલત નથી. બલકે આ શફકત અને દર્દમંદી છે.'

પછી ફરી પાછાં આપની આંખોમાં આંસૂ વહ્યાં તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'આંખ આંસૂ વહાવે છે અને દિલ ગમગીન છે તથા ઝબાનથી હું

તે જ કહીશ જે અલ્લાહને પસંદ છે (અર્થાત્ ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.) અને હે ઈબ્રાહીમ ! તારી જુદાઈનો મને સદમો છે.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']

## મય્યિતને ચુંબન કરવું

વિપુલ મુહબ્બત કે અકીદતથી મય્યિતને ચુંબન કરવું જાઈઝ છે.

ઘણી વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મય્યિતને ચુંબન કરી લેતા. જેમ કે આપે ઉસ્માન બિન મઝઊન (રદિ.)ને ચુંબન કર્યું અને રડી પડયા.

એ જ પ્રમાણે હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)એ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પેશાનીને ચુંબન કર્યું ['ઝાદુલ મઆદ']

## કફન-દફનમાં ઉતાવળ

હુસૈન બિન વુહૂહ (રદિ.)થી રિવાયત છે કે :

તલ્હા ઈબ્ને બરાઅ બીમાર થયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની ઈયાદતના માટે તશરીફ લાવ્યા. તેમની હાલત નાઝુક જોઈને આપે બીજા આદમીઓથી ફરમાવ્યું :

'હું મહસૂસ કરું છું કે એમની મોતનો સમય આવી જ ગયો છે. જો એવું થઈ જાય તો મને જાણ કરવામાં આવે અને એમના કફન-દફનમાં ઉતાવળ કરવામાં આવે, કારણ કે કોઈ મુસલમાનની મય્યિતના માટે મુનાસિબ નથી કે તે મોડે સુધી પોતાના ઘરવાળાઓની વચ્ચે રહે.'

['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']



હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું :

આપ ફરમાવતા હતા કે :

'જ્યારે તમારો કોઈ આદમી ઈન્તિકાલ કરી જાય ત્યારે તેને મોડે સુધી ઘરમાં ન રાખો અને કબર સુધી પહોંચાડવામાં તથા દફન કરવામાં ઉતાવળથી કામ લો અને દફન બાદ માથાં તરફ સૂરએ ''બકરહ''ની શરૂઆતની આયતો ''મુફલિહૂન'' સુધી તેમજ પગની તરફ તેની (સૂરએ ''બકરહ''ની) આખરી આયતો ''આમનર્રસૂલ''થી સૂરએ ''બકરહ'' પૂરી થાય ત્યાં સુધી પઢો !'

['બયહકી', 'શોઅબુલ ઈમાન', 'મઆરિફુલ હદીસ']

## મય્યિતવાળાઓના માટે ખાવાનું મોકલવું

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :

'મય્યિતવાળાઓના માટે ખાવાનું મોકલો, કારણ કે તેઓ મુસીબતમાં ઘેરાયેલાં હોવાના કારણે મઅઝૂર (લાચાર) હોય છે અને તેમને ખાવાનું રાંધવાની તથા તેની વ્યવસ્થા કરવાની ફુરસદ નથી હોતી.

['મદારિજુન્નુબુવ્વહ']



હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.)નું બયાન છે કે :

જ્યારે તેમના વાલિદે માજિદ હઝરત જઅફર બિન અબી તાલિબ (રદિ.)ની શહાદતની ખબર આવી ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના ઘરવાળાઓથી ફરમાવ્યું :

'જઅફરના ઘરવાળાઓના માટે ખાવાનું તૈયાર કરવામાં આવે. તેઓ (શહાદતની) આ ખબરના કારણે એવી હાલતમાં છે કે ખાવાના તરફ ધ્યાન ન આપી શકશે.'

['જામિઅ તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']



આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સુન્નત એ પણ હતી કે, મય્યિતના ઘરવાળાઓ તઅઝિયત (શોક દર્શાવવા) માટે આવનારા લોકોને ખાવાનું ન ખવડાવે, બલકે આપે હુકમ આપ્યો કે બીજા લોકો (મિત્રો અને સગાં–સંબંધીઓ) તેમના માટે ખાવાનું તૈયાર કરીને તેમને

મોકલે. આ વસ્તુ અખ્લાકે હસનહ (સુસંસ્કાર)નો એક ઉચ્ચ નમૂનો છે અને (મરનારની) પાછળ રહેલાઓને જવાબદારીમાંથી મુકત કરનારો અમલ છે. ['ઝાદુલ મઆદ']

## મવત પર સબર અને તેનો અજર

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે :

'જ્યારે હું કોઈ ઈમાનવાળા બંદા (કે બંદી)ના કોઈ પ્યારા –વહાલા)ને ઉઠાવી લઉં, પછી તે સવાબની ઉમ્મીદથી સબર કરે તો મારી પાસે તેના માટે જન્નતના સિવાય કોઈ બદલો (વળતર) નથી.'

['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## મય્યિતનો શોક મનાવવો

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'કોઈ મોમિનના માટે આ જાઈઝ નથી કે ત્રણ દિવસના કરતાં વધારે કોઈનો શોક મનાવે. અલબત્ત, બેવા (વિધવા)ના શોકની મુદત ચાર મહિના દસ દિવસ છે. આ મુદતમાં તે કોઈ રંગીન કપડું ન પહેરે કે ન ખૂશ્બૂ લગાવે અને ન બનાવ–શણગાર કરે.' ['તિરમિઝી', 'બુખારી']

## મય્યિતના પાછળ રહેલાઓને દિલાસો આપવો

રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે કોઈએ કોઈ મુસીબતમાં પડેલાંની તઅઝિયત કરી (દિલાસો આપ્યો) તો તેને એટલો જ અજર મળશે જેટલો તે મુસીબતમાં પડેલાંને મળે છે.'

['જામિઅ તિરમિઝી', 'ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

મય્યિતના ઘરવાળાથી તઅઝિયત કરવી (દિલાસો આપવો) પણ નબીએ અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સુન્નતમાં દાખલ હતી.

સુન્નત એ છે કે :–

- અલ્લાહ તઆલાના ફેસલા પર સુકૂન અને રઝાનો સુબૂત પેશ કરવામાં આવે.
- અલ્લાહ તઆલાની હમ્દ બયાન કરવામાં આવે.
- 'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન' પઢવામાં આવે.



મુસીબતના કારણે :–

- કપડાં ફાડી નાંખવા,
- હાયપીટ અને આક્રંદ કરીને અવાજ બુલંદ કરવો કે
- બાલ મુંડાવવાથી

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બેઝારીનું એલાન ફરમાવ્યું છે.

['ઝાદુલ મઆદ']



હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

- મય્યિત પર એવા કામોથી એહસાન ફરમાવતા જે તેના માટે કબર અને કિયામતમાં નફાકારક અને ફાયદાકારક થઈ જાય.
- મય્યિતના સગાં–સંબંધીઓ તથા ઘરવાળાઓની સાથે તઅઝિયત (દિલાસો આપીને), તેમના ખબર–અંતર પૂછીને અને કફન–દફનમાં મદદ કરીને એહસાન ફરમાવતા.
- સહાબએ કિરામની જમાઅતની સાથે જનાઝાની નમાઝ પઢતા અને તેના (મય્યિતના) માટે ઈસ્તિગફાર ફરમાવતા.
- તે પછી સહાબાની સાથે કબર સુધી જનાઝાની સાથે જતા.
- કબરના સિરાણે ઊભા રહીને તેના માટે દુઆ ફરમાવતા.
- કલિમએ ઈમાન પર સાબિતકદમ રહેવાની તલ્કીન ફરમાવતા.

- મુન્કર—નકીરના સવાલ—જવાબ શીખવતા.
- તેની કબર પર માટી વગેરે નાંખી તૈયાર કરતા.
- રહમત અને મગફિરતના નુઝૂલના માટે સલામ અને દુઆથી મખ્સૂસ તવજ્જુહ ફરમાવતા.

સહાબએ કિરામ (રદિ.)થી નકલ થયેલું છે કે :

આ કામ પુરવાર થયેલું છે કે :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે છેલ્લા જનાઝાની નમાઝ પઢાવી તેમાં ચાર તકબીરો હતી અને એ જ મુકર્રર અને નિર્ધારિત થઈ ગઈ તેમજ બે સલામની સાથે જનાઝાની નમાઝ ખત્મ ફરમાવી. એ જ મઝહબ ઈમામ અબૂ હનીફહ (રહ.)નો છે.

['મદારિજુન્નુબુવ્વહ', 'ઝાદુલ મઆદ']

## મય્યિતનું ગુસલ અને કફન

હઝરત ઉમ્મે અતિય્યહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક વફાત પામેલી સાહબઝાદીને અમે ગુસલ આપી રહ્યા હતા તે વખતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરમાં તશરીફ લાવ્યા અને અમને ફરમાવ્યું કે :

'તમે એને બોરડીના પાંદડાં સાથે ઉકાળેલા પાણી વડે ત્રણ વખત કે પાંચ વખત અને જો એના કરતાંયે વધારે મુનાસિબ સમજો તો ગુસલ દો અને છેવટે કપૂર પણ શામિલ કરી લો. તે પછી જ્યારે તમે ગુસલ દઈ ચૂકો ત્યારે મને ખબર કરો.'

ઉમ્મે અતિય્યહ (રદિ.) કહે છે કે :

(જ્યારે અમે ગુસલ દઈ ચૂકયા ત્યારે આપને ખબર કરી.)

તે પછી આપે પોતાની લૂંગી અમારી તરફ ફેંકી દીધી અને ફરમાવ્યું કે :

'સૌથી પ્રથમ એને પહેરાવી દો !'

ઉપરોક્ત હદીસની બીજી રિવાયતમાં આ પ્રમાણે છે કે :

આપે ફરમાવ્યું :

'તમે એને એકી સંખ્યામાં ગુસલ આપો. અર્થાત્ ૩, ૫, કે ૭ વખત અને જમણા અંગોની તરફથી શરૂ કરો !'

['સહીહ બુખારી', 'મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



## મય્યિતને નવડાવવાનો મસનૂન તરીકો

- જે તખ્તહ પર મય્યિતને ગુસલ આપવામાં આવે તેને ત્રણ વખત લોબાનની ધૂણી આપો.
- મુર્દહને તેના પર ઉપર સૂવાડો.
- મુર્દહના શરીરના કપડાં કાપીને કાઢો.
- લૂંગી સતર (ગુપ્ત ભાગ) પર નાંખીને બદનના કપડાં અંદર જ અંદર ઉતારી લો.
- તે પછી પેટ પર ધીમે ધીમે હાથ ફેરવો.

  (જે જગાએ ઝિન્દગીમાં હાથ લગાવવો જાઈઝ નથી. ત્યાં મરવા બાદ પણ દસ્તાનહ–હાથ ઉપર કપડું પહેર્યા વગર હાથ લગાવવું જાઈઝ નથી.)
- પછી નજાસત નીકળે કે ન નીકળે બંને સૂરતોમાં દસ્તાનહ પહેરીને માટીના ત્રણ કે પાંચ ઢેલાં વડે ઈસ્તિંજા કરાવો અને પછી પાણી વડે પાક કરો.
- તે પછી વુઝૂ કરાવો.

  ·ı કુલ્લી કરાવો,

  ન નાકમાં પાણી નાંખો,

  ન ઘૂંટી (કાંડા) સુધી હાથ ધોવડાવો.

  બલકે :–

  પહેલાં મોઢું ધોવડાવો.

  પછી હાથ કોણી સહિત ધોવડાવો.

  ., પછી માથાંનો મસહ કરો.

  તે પછી બંને પગ ધૂઓ.

તે પછી ત્રણ વખત રૂ તર કરીને દાંતો અને પેઢાં પર ફેરવો અને નાકના બંને સુરાખોમાં ફેરવો તો પણ જાઈઝ છે.

(અને જો મુર્દહ નહાવાની હાજતમાં કે હયઝ અને નિફાસની હાલતમાં મરી જાય તો આ પ્રમાણે મોઢાંમાં અને નાકમાં પાણી પહોંચાડવું જરૂરી છે.)

- મુર્દહના નાકમાં, મોઢામાં અને કાનોમાં રૂ ભરી દો કે જેથી વુઝૂ કરાવતી વખતે અને નવડાવતી વખતે અંદરમાં પાણી જવા ન પામે.
- જ્યારે વુઝૂ કરાવી ચૂકો ત્યારે માથાંને ગુલખીરૂ વડે અથવા સાબૂ વડે અથવા કોઈ બીજી વસ્તુ વડે જેનાથી તે સાફ થઈ જાય. જેમ કે : બેસન અથવા ખડી ઘસીને ધૂઓ અને સાફ કરો.
- તે પછી મુર્દહને ડાબે પડખે સૂવાડીને, બોરડીના પાંદડાં નાંખીને ઉકાળેલું અર્ધગરમ પાણી ત્રણ વખત માથાંથી પગ સુધી નાંખો, અહીં સુધી કે ડાબાં પડખાં સુધી પાણી પહોંચી જાય.
- તે પછી જમણાં પડખે સૂવાડો અને એ જ પ્રમાણે માથાંથી પગ સુધી એટલું પાણી નાંખો કે જમણાં પડખાં સુધી પહોંચી જાય.
- તે પછી મુર્દહને પોતાના બદનનો ટેકો લગાવીને જરા બેસાડો અને તેના પેટને ધીમે ધીમે ઘસો અને દબાવો. જો કંઈ નજાસત નીકળે તો તેને લૂંછી લો. એના નીકળવાથી વુઝૂ અને ગુસલમાં કંઈ નુકસાન નથી. ફરી પાછું ગુસલ આપવાની જરૂરત નથી.
- તે પછી ફરી પાછું તેને ડાબે પડખે સૂવાડો અને કપૂર મિશ્રિત પાણી માથાથી પગ સુધી ત્રણ વખત નાંખો.
- તે પછી આખું શરીર કોઈ કપડા વડે સાફ કરીને કફનાવી દો.

['ફતાવા હિન્દિય્યહ', 'અદુર્રુલ મુખ્તાર', 'બિહિશ્તી ઝયવર']



જો બોરડીના પાંદડાં નાંખી ઉકાળેલું પાણી ન હોય તો સાદું અર્ધગરમ પાણી કાફી છે. એનાથી જ નવડાવી દો. ઘણા વધારે ગરમ પાણીથી ગુસલ ન દો.

ઉપર નવડાવવાનો જે તરીકો બયાન કરવામાં આવ્યો છે તે સુન્નત છે. જો કોઈ એ પ્રમાણે ત્રણ વખત ન નવડાવે, બલકે એક વખત આખા

શરીરને ધોઈ નાંખે તો પણ ફર્ઝ અદા થઈ જશે.

['શર્હે ઈમ્દાદિય્યહ', 'બિહિશ્તી ઝયવર']



જ્યારે મુર્દહને કફન પર મૂકો ત્યારે

■ માથાં પર અત્તર લગાવી દો.

જો મર્દ હોય તો દાઢી પર પણ અત્તર લગાવી દો .

■ તે પછી કપાળ, નાક, બંને હથેળીઓ, બંને ઘૂંટણો અને બંને પગ પર કપૂર લગાવી દો.

■ કેટલાક લોકો કફન પર અત્તર લગાવે છે અને અત્તરના પૂમડાં કાનમાં મૂકી દે છે તે સર્વ જહાલત છે. જેટલું શરીઅતમાં આવ્યું છે તેનાથી વધારે ન કરો. ['શર્હે હિદાયહ']



ન બાલોમાં કાંસકી કરો,

ન નખ કાપો,

ન ક્યાંયના બાલ કાપો.

બધું જેમનું તેમ રહેવા દો. ['શર્હે હિદાયહ']



બેહતર એ છે કે મય્યિતનો રિશ્તેદાર (સગો) ગુસલ આપે. નહીંતર કોઈ દીનદાર ગુસલ આપે. ['દુર્રે મુખ્તાર']



ગુસલ આપનારાએ પણ બાદમાં ગુસલ કરી લેવું મસનૂન છે.

['બિહિશ્તી ઝયવર']

## કફનમાં કયા કયા અને કેવાં કપડાં હોવાં જોઈએ

મય્યિતને કફન આપવું ફર્ઝે કિફાયહ છે.

■ **મર્દના માટે મસનૂન કફન ત્રણ કપડાં છે :–**

(૧) ઈઝાર (૨) કુર્તા (૩) લિફાફહ

❖ ઈઝાર અને લિફાફહ માથાંથી કદમ સુધી

❖ અને કુર્તો બાંય વગરનો તથા કલી વગરનો ગર્દનથી પગ સુધી હોવો જોઈએ.

■ **અવરતના માટે મસનૂન (કફન) પાંચ કપડાં છે :–**

(૧) કુર્તા (૨) ઈઝાર (૩) સરબંદ (૪) ચાદર કે લિફાફહ અને (૫) સીનહબંદ

❖ કુર્તા ખભાની (પગની) ઘૂંટી સુધી.

❖ સીનહબંદ સીનાથી ઘૂંટણ સુધી અથવા દૂંટી (નાભિ) સુધી.

❖ ઓઢણી કે સરબંદ ત્રણ હાથ લાંબી.

❖ ઈઝાર માથાથી પગ સુધી.

❖ લિફાફહ કે ચાદર માથાથી પગ સુધી હોવા જોઈએ.



હઝરત આયશા સિદીકહ (રદિ.) ફરમાવે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્રણ યમની કપડાંમાં કફનાવવામાં આવ્યા. આ ત્રણ કપડાંમાં ન તો કુર્તા હતો, ન અમામહ.

**['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']**



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'તમે લોકો સફેદ કપડાં પહેર્યા કરો ! એ તમારા માટે સારા કપડાં છે અને એમાં જ પોતાના મુર્દાઓને કફનાવ્યા કરો !'

**['સુનને અબી દાઉદ', 'જામિઅ તિરમિઝી', 'સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']**



હઝરત અલી મુર્તઝા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'વધારે મૂલ્યવાન કફનનો ઉપયોગ ન કરો, કારણ કે તે જલ્દી જ ખત્મ થઈ જાય છે.' ['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']



– સૌથી સારું કફન સફેદ કપડું છે.

– નવું અને જૂનું (બંને) કફન એક સરખાં છે.

– મર્દોના માટે શુદ્ધ રેશમી અથવા રંગીન કપડાંનું કફન મકરૂહ છે, અવરતોના માટે જાઈઝ છે. ['બિહિશ્તી ઝયવર']

## કફન પહેરાવવાનો મસનૂન તરીકો

કફનને

એક વખતે અથવા ત્રણ વખત અથવા પાંચ વખત ખૂશ્બૂમાં ધૂણી આપો

■ **મર્દને કફનાવવાનો તરીકો :**

– પ્રથમ લિફાફહ બિછાવો,

– તેના ઉપર ઈઝાર બિછાવો,

– તે પછી મય્યિતને તેના પર સૂવડાવો,

– તે પછી કુર્તા પહેરાવો.

– તે પછી માથાંમાં અને દાઢીમાં અને બદન પર ખૂશ્બૂ લગાડો. પરંતુ ઝઅફરાન (કેસર)ની ખૂશ્બૂ ન લગાડો.

– મય્યિતની પેશાની પર, નાક પર, બંને હાથો પર, બંને ઝાનૂ પર અને બંને કદમો પર કપૂર લગાડો.

– તે પછી ઈંઝારને પ્રથમ ડાબી તરફથી અને પછી જમણી તરફથી લપેટો.

– તે પછી એ જ પ્રમાણે લિફાફહને પ્રથમ ડાબી તરફથી અને પછી જમણી તરફથી લપેટો.

– કફનના છેડાઓને પગોની તરફ કોઈ કપડાંની પટ્ટી વડે બાંધી દો.

■ **અવરતને કફનાવવાનો તરીકો :**

– પ્રથમ ચાદર બિછાવો,

– પછી ઈઝાર બિછાવો,

– તેના ઉપર કુર્તા બિછાવો.

– તે પછી મય્યિતને તેના પર સૂવાડો.

– તે પછી કુર્તા પહેરાવો.

– બાલોના બે હિસ્સા કરીને બંને તરફથી કુર્તાની ઉપર કરી દો.

– સરબંદ તેના માથાં પર ઓઢાંવીને બંને છેડાથી બંને તરફના બાલ છુપાવો.

– તે પછી તેના પર ઈઝાર,

– તે પછી લિફાફહ,

– તે પછી સીનહબંદ,

સીનહ (છાતી)ની ઉપર બગલોથી કાઢીને ઘૂંટણોના નીચે સુધી લપેટો.

– પ્રથમ ડાબી તરફ, પછી જમણી તરફ

– તે પછી સીનહબંદ બાંધી દો.

– તે પછી ચાદર લપેટો,

પ્રથમ ડાબી તરફ, પછી જમણી તરફ

– તે પછી કપડાંની કોઈ પટ્ટી વડે માથાં અને પગની તરફ કફનને બાંધી દો.

– એક બંદ કમરની પાસે પણ બાંધી દો. ['ફતાવા હિન્દિય્યહ']



કફન આપવા બાદ મય્યિતના માટે જનાઝાની નમાઝ પઢવામાં આવે.



**મસ્અલહ :**

– કફનમાં કે કબરની અંદર અહદનામહ અથવા પોતાના પીરનો શજરહ અથવા કોઈ દુઆ મૂકવી દુરુસ્ત નથી.

– એ જ પ્રમાણે કફન પર કે મય્યિતના સીના પર કપૂર વડે અથવા રોશનાઈ (શાહી) વડે કલિમહ અથવા કોઈ દુઆ લખવું પણ દુરુસ્ત નથી.

['દુર્રે મુખ્તાર']



મસ્અલહ :

– જે શહેરમાં કોઈનું મરણ થાય, ત્યાં જ તેનું કફન–દફન કરવામાં આવે. બીજી જગાએ લઈ જવું બેહતર નથી. હા, જો મજબૂરી હોય તો કોઈ વાંધો નથી. ['તહતાવી']

## મય્યિતને નવડાવવા પછી ગુસલ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે :

'જે શખ્સ મય્યિતને ગુસલ આપે તેને જોઈએ કે (પોતે પણ) ગુસલ કરે.' ['ઈબ્ને માજહ']



અને બીજી હદીસોમાં વધારો છે કે :

'જે શખ્સ મય્યિતનો જનાઝો ઉઠાવે તેને જોઈએ કે વુઝૂ કરે.'

['મઆરિફુલ હદીસ']

## જનાઝો લઈ જવાનો મસનૂન તરીકો

જનાઝો લઈ જવા માટે મસનૂન તરીકો આ પ્રમાણે છે :–

■ જનાઝો ઉઠાવતી વખતે 'બિસ્મિલ્લાહ' પઢે.

■ ચાર આદમી ચાર પાયા પકડીને ચાલે.

– દસ–દસ કદમ પર કાંધ બદલે અને ચારે ય પાયા પર એ પ્રમાણે કરે.

– એના કરતાં પણ અફઝલ તરીકો એ છે કે :–

– સિરાણાનો પાયો પ્રથમ જમણા ખભા ઉપર મૂકે.

– દસ કદમ પછી એના પાછળનો પાયો ખભા ઉપર મૂકે.

– પછી દસ કદમ પર ડાબા ખભા ઉપર સિરાણાનો બીજો પાયો મૂકે.

– પછી દસ કદમ પર એના પાછળનો પાયો ખભા પર મૂકે.

– આ પ્રમાણે દરેક શખ્સ કાંધ બદલતો જાય, જેથી દરેક શખ્સ ચાલીસ કદમ ચાલે.

– જનાઝો લઈને ઝડપથી ચાલવું જોઈએ, પરંતુ એટલી ઝડપ ન હોય કે જનાઝો હાલવા લાગે.

– જનાઝાનું સિરાણું આગળ રહેવું જોઈએ. ['બિહિશ્તી ગવહર']



જનાઝાની સાથે પગપાળા ચાલવું અફઝલ છે.

['બિહિશ્તી ગવહર']



સવારી પર (વાહનમાં) જવું પણ જાઈઝ છે, પરંતુ જનાઝાના આગળ જવું મકરૂહ છે. ['બિહિશ્તી ઝયવર']



જનાઝાની સાથે જનારા ખામોશ રહે.

વાતચીત કરવી અથવા બુલંદ અવાજે દુઆ કે તિલાવત કરવું મકરૂહ છે. ['બિહિશ્તી ગવહર']



અફઝલ એ છે કે જ્યાં સુધી દફન કરીને કબર હમવાર (સમતલ) ન થાય ત્યાં સુધી બેસવું ન જોઈએ.

## જનાઝા સાથે જવાનો અને જનાઝાની નમાઝ પઢવાનો સવાબ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જે આદમી ઈમાનની સિફતની સાથે અને સવાબની નિય્યતથી કોઈ મુસલમાનના જનાઝાની સાથે જાય અને ત્યાં સુધી જનાઝાની સાથે રહે જ્યાં સુધી તેની (જનાઝાની) નમાઝ પઢવામાં આવે અને તેના દફનથી ફરાગત થાય તો તે (આદમી) સવાબના બે કીરાત લઈને પાછો ફરશે, જેમાંથી દરેક કીરાત જાણે એક ઉહદ પહાડની બરાબર હશે અને જે આદમી માત્ર જનાઝાની નમાઝ પઢીને પાછો આવી જાય, દફન થવા સુધી સાથ ન આપે તો તે સવાબનો એવો જ એક કીરાત લઈને પાછો આવશે.'

['મઆરિફુલ હદીસ', 'સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ']

## જનાઝાની સાથે ઝડપથી ચાલવાનો અને ઉતાવળ કરવાનો હુકમ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'જનાઝાને ઝડપથી લઈ જતા રહો !

જો તે નેક છે તો કબર તેના માટે ખયર છે (અર્થાત્ સારી મંઝિલ છે.) જ્યાં તમે ઝડપથી ચાલીને તેને જલદી પહોંચાડી દેશો.

અને જો એના સિવાય બીજી સૂરત છે અર્થાત્ જનાઝો નેક (આદમીનો) નથી તો એક બુરો બોજ તમારા ખભા પર છે. તમે ઝડપથી ચાલીને ઉતાવળે તેને પોતાના ખભા પરથી ઉતારી દેશો.'

['સહીહ બુખારી', 'સહીહ મુસ્લિમ', 'મઆરિફુલ હદીસ']



હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જનાઝાની સાથે પગપાળા તશરીફ લઈ જતા. ['તિરમિઝી']



અને જ્યાં સુધી જનાઝો ખભા પરથી (નીચે) ઉતારવામાં ન આવતો ત્યાં સુધી (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બેસતા ન હતા.

ફરમાવતા :

**'ઈઝા આતયતુમુલ જનાઝત ફલા તજલિસૂ હત્તા તૂ દઅ.'**

**ભાવાર્થ :**

જ્યારે તમે જનાઝામાં આવો તો તમે ત્યાં સુધી ન બેસો, જ્યાં સુધી કે જનાઝાને નીચે મૂકી દેવામાં ન આવે.



અને એક રિવાયતમાં છે કે :

'જ્યાં સુધી કબરમાં મૂકવામાં ન આવે ત્યાં સુધી ન બેસો !'

**['મદારિજુન્નુબુવ્વહ']**



ઈમામ અબૂ હનીફહ (રહ.)ની નઝદીક જનાઝાની પાછળ ચાલવું મુસ્તહબ છે.

અહલે સુનને રિવાયત કરી છે :

અને જ્યારે આપ જનાઝાની સાથે જતા ત્યારે પગપાળા ચાલતા અને ફરમાવતા :

'હું સવાર નથી થતો જ્યારે કે ફરિશ્તાઓ પગપાળા જઈ રહ્યા હોય.'

જ્યારે આપ ફારિગ થઈ જતા ત્યારે કયારેક પગપાળા તશરીફ લાવતા અને કયારેક સવાર થઈને તશરીફ લાવતા. **['ઝાદુલ મઆદ']**

જ્યારે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જનાઝાની સાથે ચાલતા ત્યારે ખામોશ રહેતા અને પોતાના દિલમાં મવતના વિશે (મનોમન) વાતો ફરમાવતા હતા. **['ઈબ્ને સઅદ']**

## જનાઝાની નમાઝના મસાઈલ

જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયહ છે.

મય્યિતના તે સગાં જેમને હક્કે વિલાયત (મરનારની જવાબદારીનો

હક) હાસિલ છે (તેઓ) ઈમામતના મુસ્તહિક (હકદાર) છે અથવા તે શખ્સ જેને તેઓ ઈજાઝત આપે. ['બિહિશ્તી ગવહર']



જનાઝાની નમાઝના માટે શર્ત એ છે કે :

– મય્યિત સામે રાખેલી હોય.

– ઈમામ મય્યિતના સીનાની સામે ઊભો હોય.

– સફો એકી સંખ્યામાં હોવી જોઈએ. ['બિહિશ્તી ગવહર']



જો જનાઝાની નમાઝ થઈ રહી હોય અને વુઝૂનો સમય ન મળે તો તયમ્મુમ કરીને નમાઝમાં શરીક થઈ જાય. ['બિહિશ્તી ગવહર']



**મસ્અલહ :**

જો એક શખ્સ પણ જનાઝાની નમાઝ પઢી લે તો ફર્ઝ અદા થઈ જાય છે. ભલે તે મય્યિત મર્દ હોય કે અવરત, બાલિગ હોય કે નાબાલિગ. ['બિહિશ્તી ગવહર']



જનાઝાની નમાઝમાં એ ગરઝથી વધારે મોડું કરવું કે જમાઅત (માં માણસો) વધારે થઈ જાય, મકરૂહ છે. ['બિહિશ્તી ગવહર']



જનાઝાના નમાઝમાં બે ચીઝો ફર્ઝ છે :--

(૧) ચાર વખત 'અલ્લાહુ અકબર' કહેવું.

દરેક તકબીર અહીં એક રકાતના કાઈમ મકામ સમજવામાં આવે છે.

(૨) કિયામ અર્થાત્ ઊભા રહીને જનાઝાની નમાઝ પઢવી, જેવી રીતે ફર્ઝ અને વાજિબ નમાઝમાં કિયામ ફર્ઝ છે. ['બિહિશ્તી ગવહર']



**જનાઝાની નમાઝમાં ત્રણ ચીઝો મસનૂન છે :**

(૧) અલ્લાહ તઆલાની હમ્દ.

(૨) નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ મોકલવું.

(૩) મય્યિતના માટે દુઆ કરવું. [**'બિહિશ્તી ગવહર'**]



**જનાઝાની નમાઝનો મસનૂન અને મુસ્તહબ તરીકો :–**

– મય્યિતને આગળ રાખીને ઈમામ તેના સીનાના મહાઝમાં (અર્થાત્ સામે) ઊભો રહી જાય.

– જો મય્યિત અવરતની હોય તો નાફ (દૂંટી)ની સામે ઊભો રહે.

– બધાં લોકો આ નિય્યત કરે :

**'નવય્તુ અન ઉસલ્લી લિલ્લાહિ તઆલા સલાતલ જનાઝતિ વ દુઆઅન લિલ્મય્યિતિ.**

ભાવાર્થ :

મેં ઈરાદો કર્યો જનાઝાની નમાઝ ચાર તકબીરોની સાથે પઢું જે અલ્લાહ તઆલાની નમાઝ છે અને મય્યિતના માટે દુઆ છે.

['બિહિશ્તી ગવહર']

## જનાઝાની નમાઝની તરકીબ

– પ્રથમ કાનો સુધી હાથ ઉઠાવીને **'અલ્લાહુ અકબર'** કહે અને હાથ બાંધી લે.

– તે પછી :

**'સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દિક વ તબારકસ્મુક વ તઆલા જદ્દુક વ જલ્લ સનાઉક વ લા ઈલાહ ગયરુક'** પઢે.

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! અમે તારી પાકી (પવિત્રતા) બયાન કરીએ છીએ ! અને તારી તા'રીફ (પ્રશંસા) કરીએ છીએ ! અને તારું નામ ઘણું બરકતવાળું

છે અને તારી બુઝુર્ગી ઘણી ઉચ્ચતર છે, અને તારી તા'રીફ મોટી છે, અને તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી.

– તે પછી અલ્લાહુ અકબર કહીને દુરૂદ શરીફ પઢે. બેહતર એ છે કે જે દુરૂદ શરીફ નમાઝમાં પઢવામાં આવે છે (દુરૂદે ઈબ્રાહીમ) તે પઢે.

– તે પછી હાથ ઉઠાવવા વગર **'અલ્લાહુ અકબર'** કહે.

તે પછી આ દુઆ પઢે :–

**'અલ્લાહુમ્મગ્ફિર્લિ હય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઈબિના વ સગીરિના વ કબીરિના વ ઝકરિના વ ઉન્સાના. અલ્લાહુમ્મ મન અહ્યયૂતહૂ મિન્ના ફ અહ્યિહી અલલ્ ઈસ્લામિ વ મન તવફ્ફયૂતહૂ મિન્ના ફ તવફ્ફહૂ અલલ ઈમાન.'**

**ભાવાર્થ :**

એ અલ્લાહ ! તું અમારા જીવતાઓને બખ્શી દે ! અને અમારા મુર્દાઓને અને અમારામાંથી જેઓ (અહીં) હાજર છે તેઓને અને (અમારામાંથી જેઓ અહીં) ગેરહાજર છે તેઓને, અને અમારા નાનાઓને, અને અમારા મોટાંઓને, અને અમારા મરદોને, અને અમારી અવરતોને (બખ્શી દે !)

હે અલ્લાહ ! અમારામાંથી જેમને તું જીવતા રાખે તો ઈસ્લામ પર જીવતા રાખ અને અમારામાંથી જેમને તું મવત આપે તો તેમને તું ઈમાન પર મવત દે !

– જેને આ દુઆ યાદ ન હોય તે કોઈ બીજી દુઆ પઢે.

– તે પછી **'અલ્લાહુ અકબર'** કહીને પ્રથમ જમણી તરફ અને તે પછી ડાબી તરફ સલામ ફેરવે.

– તકબીર અને સલામ માત્ર ઈમામ બુલંદ અવાજે કહે.

['બિહિશ્તી ગવહર']

– જો મય્યિત છોકરો (બાળક) હોય તો આ દુઆ પઢે :–

**'અલ્લાહુમ્મ જ્અલ્હુ લના ફરતંવ્ વજ્અલ્હુ લના અજ્રંવ વ ઝુખ્રંવ વજ્અલ્હુ લના શાફિઅંવ્ વ મુશફ્ફઆ.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! આ છોકરાને અમારાથી પહેલાં જઈને વ્યવસ્થા કરનારો બનાવ ! અને એને અમારા માટે અજર અને ઝખીરહ અને સિફારિશ કરનારો તેમજ સિફારિશ સ્વીકારેલો બનાવ !

– અને જો મય્યિત છોકરી (બાળકી)ની હોય તો આ પ્રમાણે પઢે :–

**'અલ્લાહુમ્મજ્અલ્હા લના ફરતંવ્ વજ્અલ્હા લના અજ્રંવ્ વ ઝુખ્રંવ્ વજ્અલ્હા લના શાફિઅતંવ્ વ મુશફ્ફઅહ.'**

ભાવાર્થ :

હે અલ્લાહ ! આ બાળકીને તું અમારા માટે અગાઉથી જઈને વ્યવસ્થા કરનારી બનાવ ! અને એને અમારા માટે અજર અને ઝખીરહ અને સિફારિશ કરનારી તેમજ સિફારિશ સ્વીકારાયેલી બનાવ !

## જનાઝામાં વધારે સંખ્યાની બરકત અને અહમિય્યત

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :

'જે મય્યિત પર મુસલમાનોની એક મોટી જમાઅત નમાઝ પઢે, જેની સંખ્યા સો (૧૦૦) સુધી પહોંચી જાય અને તેઓ બધાં અલ્લાહની સમક્ષ એ મય્યિતના માટે સિફારિશ કરે અર્થાત્ મગફિરત અને રહમતની દુઆ કરે તો તેમની સિફારિશ અને દુઆ જરૂર કબૂલ થશે.'

[**'સહીહ મુસ્લિમ શરીફ', 'મઆરિફુલ હદીસ'**]



હઝરત માલિક બિન મયસરહ (રદિ.)થી રિવાયત છે કે :

મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આપનો આ ઈરશાદ સાંભળ્યો કે :

'જે મુસલમાન બંદો કે બંદીનો ઈન્તિકાલ થાય અને મુસલમાનોની ત્રણ સફો તેની જનાઝાની નમાઝ પઢે અને તેના માટે મગફિરત અને

જન્નતની દુઆ કરે તો જરૂર અલ્લાહ તઆલા તેના માટે મગફિરત અને જન્નત વાજિબ કરી દે છે.'

માલિક બિન મયસરહ (રદિ.)નો આ દસ્તૂર (નિયમ) હતો કે જ્યારે તેઓ જનાઝાની નમાઝ પઢનારાઓની સંખ્યા ઓછી મહસૂસ કરતા ત્યારે એ જ હદીસના કારણે તેઓને ત્રણ સફોમાં વહેંચી દેતા હતા.

['સુનને અબી દાઉદ', 'મઆરિફુલ હદીસ']

## કબર કેવી હોવી જોઈએ ?

– કબર ઓછામાં ઓછી મય્યિતના અર્ધા કદ જેટલી ઊંડી ખોદવામાં આવે. કદના કરતાં વધારે ન હોવી જોઈએ.

– કબર મય્યિતના કદના પ્રમાણમાં લાંબી હોય.

– સંદૂકી કબરના કરતાં બગલી કબર બેહતર છે.

– જો જમીન ઘણી નરમ હોય અને બગલી કબર ખોદવાથી કબરના બેસી જવાનો અંદેશો હોય તો પછી બગલી કબર ન ખોદવામાં આવે.

['દુર્રે મુખ્તાર', 'મદારિજુન્નુબુવ્વહ']



– એ પણ જાઈઝ છે કે જમીન નરમ હોય અને બગલી કબર ન ખોદી શકે તો મય્યિતને કોઈ સંદૂક (પેટી)માં મૂકીને દફન કરી દે. પેટી ભલે લાકડાંની હોય, પથ્થર કે લોખંડની હોય બેહતર એ છે કે સંદૂક (પેટી)માં માટી પાથરી દેવામાં આવે. ['દુર્રે મુખ્તાર']



– કબરને પાકી ઈંટો વડે અથવા લાકડાંના પાટીયા વડે બંધ કરવી મકરૂહ છે. અલબત્ત, જ્યાં જમીન નરમ હોવાના કારણે કબરના બેસી જવાનો અંદેશો હોય ત્યાં પાકી ઈંટ અથવા લાકડાંના પાટીયા વડે બંધ કરી શકાય છે અને સંદૂકમાં રાખવું પણ જાઈઝ છે. ['બિહિશ્તી ગવહર']



– હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કબરને ઊંચી ન બનાવતા અને તેને

ઈંટ, પથ્થર વગેરે વડે પાકી ચણતા ન હતા તથા તેને ચુનો અને સખત માટી વડે ન લીંપતા.

– કબરના ઉપર કોઈ ઈમારત અને મકબરહ ન બનાવતા. આ સર્વ બિદઅત અને મકરૂહ છે.

– હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબરે અનવર અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બંને સહાબા (રદિ.)ની કબરો પણ જમીનના બરાબર (સમતલ) છે. રાતા કાંકરા તેના પર ચોંટાડેલા છે.

**['મદારિજુન્નુબુવ્વહ', 'સફરુસ સઆદહ']**



– હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)ના સાહબઝાદા આમિર (રદિ.) બયાન કરે છે કે :

વાલિદ સઅદ બિન અબી વક્કાસ (રદિ.)એ પોતાના મરઝે વફાતમાં વસીયત ફરમાવી હતી કે :

'મારા માટે બગલી કબર બનાવવામાં આવે અને તેને બંધ કરવાના માટે કાચી ઈંટો ઊભી કરી દેવામાં આવે, જેવી રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે કરવામાં આવ્યું હતું.' **['મઆરિફુલ હદીસ']**

## દફન કરવાનું વર્ણન

– મય્યિતને દફન કરવું ફર્ઝે કિફાયહ છે.

– મય્યિતની કબરની ઊંડાઈ ઓછામાં ઓછી તેના કદના અર્ધા બરાબર ખોદવામાં આવે, પરંતુ કદના કરતાં વધારે ન હોવી જોઈએ.

– મય્યિતને પ્રથમ કબરના કિનારે કિબ્લાની તરફ મૂકીને (કબરમાં) ઉતારે.

– (મય્યિતને) કબરમાં મૂકતી વખતે કહે :–

**'બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.'**

– તે પછી મય્યિતને જમણી કરવટ (પડખે) કિબ્લારુખ સૂવાડે અને કફનની ગાંઠો (બંધનો) છોડી દે.

– તે પછી કબરને પાટીયાઓ વગેરે વડે બંધ કરી દે.

– તે પછી સિરાણા તરફથી માટી નાંખે.

– દરેક શખ્સે ત્રણ વખત મુઠ્ઠી ભરીને કબરમાં માટી નાંખવી જોઈએ.

– પહેલી વખત માટી નાંખતી વખતે કહે :–

**'મિન્હા ખલક્નાકુમ'**

બીજી વખતે કહે :–

**'વ ફીહા નુઈદુકુમ'**

અને ત્રીજી વખતે કહે :–

**'વ મિન્હા નુખ્રિજુકુમ તારતન્ ઉખરા.'**

– તે પછી કબરને ઊંટની ખૂંધના બરાબર ઊંચી બનાવે અને તેના પર પાણી છાંટે.

– કબરના સિરાણે સૂરએ **'બકરહ'**ની શરૂઆતની આયતો **'મુફ્લિહૂન'** સુધી પઢે.

– તે પછી પગ તરફ (ઊભા રહીને) સૂરએ **'બકરહ'**ની આયત **'આમનર્રસૂલ'** થી છેવટ સુધી પઢે.

– કબરની સામે હાથ ઉઠાવીને દુઆ માંગવી જાઈઝ નથી.

['બિહિશ્તી ગવહર']

– અવરતને કબરમાં મૂકતી વખતે પરદો કરવો મુસ્તહબ છે.

['બિહિશ્તી ગવહર']

– માટી નાંખવા બાદ કબર પર પાણી છાંટવું મુસ્તહબ છે.

['દુર્રે મુખ્તાર']

– દફન બાદ થોડો વખત કબર આગળ થોભવું અને મય્યિતના માટે મગફિરતની દુઆ કરવી, કુર્આને મજીદ પઢીને સવાબ પહોંચાડવો મુસ્તહબ છે. ['દુર્રે મુખ્તાર', 'શામી', 'આલમગીર']

– કબરને એક બાલિશ્ત (વેંત)ના કરતાં ઘણી વધારે ઊંચી કરવી મકરૂહે તહરીમી છે. ['દુર્રે મુખ્તાર', 'શામી', 'બહર']

– કબર પર કોઈ ચીઝ યાદદાસ્ત તરીકે મૂકવી જાઈઝ છે, એ શરતે કે કોઈ

જરૂરત હોય. નહીંતર જાઈઝ નથી. ['દુર્રે મુખ્તાર', 'શામી']

— હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર સુન્નત એ હતી કે :

■ લહદ (કબર) બનાવડાવતા.

■ કબર ઊંડી કરાવતા અને

■ મય્યિતના શિર અને પગની જગાને પહોળી કરાવતા. ['ઝાદુલ મઆદ']

— અને સહીહ હદીસમાં આવ્યું છે કે :

હઝરત ઉસ્માન બિન મઝઊન (રદિ.)ને દફન કર્યા ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક ભારે પથ્થર ઉઠાવ્યો અને તેમની કબર પર મૂકી દીધો. ['મદારિજુન્નુબુવ્વહ']

## દફન પછી

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જ્યારે મય્યિતના દફનથી ફારિગ થતા ત્યારે પોતે પણ ઈસ્તિગફાર ફરમાવતા અને બીજાઓને પણ ફરમાવતા કે :

'આપણા ભાઈના માટે ઈસ્તિગફાર કરો ! અને સાબિતકદમ રહેવાની દુઆ કરો કે અલ્લાહ તઆલા એને મુન્કર-નકીરના જવાબમાં સાબિતકદમ રાખે.' ['અબૂ દાઊદ']



અને સહીહ હદીસમાં આવ્યું છે કે :

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના ફરઝંદ હઝરત ઈબ્રાહીમ (રદિ.)ની કબર પર પાણી છાંટયું અને તેના પર થોડાંક કાંકરા મૂકયા. ['ઝાદુલ મઆદ']

## કબરો પર ચાલવાની અને બેસવાની મનાઈ

હદીસ શરીફમાં રિવાયત છે કે :

કબરો પર ચાલવાની અને બેસવાની મનાઈ ફરમાવવામાં આવી.

## તે કામ જે ખિલાફે સુન્નત છે

આ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત નથી કે કબરોને (ઘણી વધારે) ઊંચી કરવામાં આવે.

ન પાકી ઈંટોથી અને પથ્થરોથી કે કાચી ઈંટોથી પાકી બનાવવી અને લીંપવી સુન્નતમાં દાખલ છે અને ન તેના પર કુબ્બા બનાવવા મસનૂન છે. ['ઝાદુલ મઆદ']



કબરો પર ચિરાગ (દીવો) સળગાવવો પણ મના છે અને કબરના સામે નમાઝ પઢવું મકરૂહ છે. ['મદારિજુન્નુબુવ્વહ']

## નમાઝે ગાઈબાનહ

– હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જનાઝાની નમાઝ ગાઈબાનહ (પરોક્ષ રીતે અર્થાત્ જનાઝો સામે હાજર ન હોય તેવી હાલતમાં) પઢતા ન હતા.

– જો કે એ સાચું છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે

■ શાહે હબ્શહ નજાશીની નમાઝે જનાઝા ગાઈબાનહ પઢી હતી અને

■ હઝરત મુઆવિયહ લયશી (રદિ.) પર પણ ગાઈબાનહ નમાઝે જનાઝહ પઢી (પરંતુ તેમની મય્યિત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર મુન્કશિફ કરી દેવામાં આવી હતી–ગયબથી બતાવી દેવામાં આવી હતી.) અને આ વાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુસૂસી હતી.

– ગાઈબાનહ નમાઝે જનાઝાને ઈમામ અબૂ હનીફહ અને ઈમામ માલિક રહમતુલ્લાહુ તઆલા તદ્દન મના કરે છે. ['મદારિજુન્નુબુવ્વહ']

– અને હન્ફીય્યહના ઈમામોનો ગાઈબાનહ નમાઝે જનાઝા જાઈઝ ન હોવાનો ઈજમાઅ અને ઈત્તિફાક (સર્વ સંમતિ) છે.

– કોઈ મય્યિત પર બે વખત (જનાઝાની ) નમાઝ પઢવું જાઈઝ નથી. અલબત્ત, જો વલી (મય્યિતનો હકદાર) આવે તો એ તેનો હક છે. બીજો કોઈ શખ્સ તેનો હક દબાવી નથી શકતો.

— જનાઝો નમાઝીની સામે હાજર હોવો સિહ્હતે નમાઝે જનાઝાની શરત છે.
['મદારિજુન્નુબુવ્વહ']



## કબરોની ઝિયારત

— કબરોની ઝિયારત કરવી અર્થાત્ તેને જઈને જોવી (ઈબ્રત માટે અને મોતને યાદ કરવા માટે) મરદોના માટે મુસ્તહબ છે.

— બેહતર એ છે કે દરેક હફતા (સપ્તાહ)માં ઓછામાં ઓછી એક વખત કબરોની ઝિયારત કરવામાં આવે અને વધારે બેહતર એ છે કે તે દિવસ જુમ્આનો હોય.

— બુઝુર્ગોની કબરોની ઝિયારતના માટે સફર કરીને જવું પણ જાઈઝ છે. જ્યારે કે કોઈ અકીદહ અને અમલ શરીઅતના ખિલાફ ન હોય. જેમ કે આજકાલ ઉર્સોમાં મફાસિદ (ખરાબીઓ) હોય છે. ['બિહિશ્તી ગવહર']

— કોઈ કોઈ વખત કબરની ઝિયારત કરવી મુસ્તહબ છે.

— કોઈ કોઈ વખત શબે બરાતમાં પણ કબસ્તાનમાં જવું સાબિત છે.

— કબ્રસ્તાનમાં જઈને આ પ્રમાણે કહે :

**'અસ્સલામુ અલયકુમ યા અહ્‌લલ્ કુબૂરિ યગ્ફિરુલ્લાહ લના વલકુમ અન્તુમ લના સલફુંવ્ વ નહ્‌નુ બિલ્અસરિ.'**

**ભાવાર્થ :**

હે કબરવાળાઓ ! તમારા પર સલામ !
અલ્લાહ તઆલા અમારી અને તમારી મગફિરત ફરમાવે !
તમે અમારાથી આગળ જનારા છો અને
અમે તમારી પાછળ આવનારા છીએ.

— તે પછી જે કંઈ થઈ શકે તે પઢીને ઈસાલે સવાબ પહોંચાડી દે. જેમ કે : **સૂરએ ફાતિહા, આયતુલ કુરસી, સૂરએ યાસીન, સૂરએ તબારકલ્લઝી, સૂરએ અલ્હાકુમુત્તકાસુર**, અને **કુલ હુવલ્લાહ** અગિયાર વખત અથવા સાત વખત અથવા જેટલા પ્રમાણમાં આસાનીથી પઢી શકાય તેટલું પઢીને કહે :

'યા અલ્લાહ ! એનો સવાબ કબરવાળાને પહોંચાડી દે !

['બિહિશ્તી ગવહર']



હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે કરીમા આ હતી કે મરનારાઓની ઝિયારત એટલા માટે ફરમાવતા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુઆએ તરહ્હુમ અને ઈસ્તિગફાર ફરમાવે.

એવી ઝિયારત જે આ હેતુ અને ગરઝના માટે હોય અને તેમાં કોઈ બિદઅત અને કરાહત થવાની રાહ ન હોય તો એ ઝિયારત મસનૂન અને મુસ્તહબ છે. ['મદારિજુન્નુબુવ્વહ']



હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'મેં તમને કબરોની ઝિયારતથી મનાઈ કરી હતી (પરંતુ) હવે ઈજાઝત આપું છું કે તમે કબરોની ઝિયારત કર્યા કરો (કારણ) કે એનો ફાયદો આ છે કે તેનાથી દુનિયાથી બેરગબતી (વિરક્તિ) અને આખિરતની યાદ પયદા થાય છે.' ['સુનને ઈબ્ને માજહ', 'મઆરિફુલ હદીસ']

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીનામાં જ કેટલીક કબરો આગળથી પસાર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમની (કબરોની) તરફ રુખ કર્યું અને ફરમાવ્યું :

**'અસ્સલામુ અલયકુમ યા અહ્લલ્કુબૂરિ યગ્ફિરુલ્લાહુ લના વલકુમ અન્તુમ સલફુના વ નહ્નુ બિલ્અસરિ.'**

**ભાવાર્થ :**

હે કબરવાળાઓ ! તમારા પર સલામ !

અલ્લાહ તઆલા અમારી અને તમારી મગફિરત ફરમાવે !

તમે અમારાથી આગળ જનારા છો અને અમે તમારી પાછળ આવનારા છીએ. ['જામિઅ તિરમિઝી', 'મઆરિફુલ હદીસ']

## તઅઝિયત

■ જે ઘરમાં ગમી હોય તેને ત્યાં ત્રણ દિવસમાં કોઈ એક દિવસે એક વખત તઅઝિયત (શોક દર્શાવવા દિલાસો આપવા) માટે જવું મુસ્તહબ છે. સંબંધીતોને સબર અને તસલ્લીની તલ્કીન કરવું સુન્નત છે.

આ પ્રમાણે (દુઆ માંગે ) કે :

અલ્લાહ તઆલા

મરહૂમની મગફિરત ફરમાવે !

તેના ગુનાહોને માફ ફરમાવે !

તેના પર પોતાની રહમત નાઝિલ ફરમાવે !

પાછળ રહેલાંઓને અને સગાં–સંબંધીઓને સબ્રે જમીલ અતા ફરમાવે !

આમીન !

■ પડોશીઓ અને નિકટજનો (સગાંઓ)એ મય્યિતના ઘરવાળાઓના માટે એક–બે ટંકનું ખાવાનું પહોંચાડવું પણ સુન્નત છે. ['બિહિશ્તી ગવહર']

## ઈસાલે સવાબ

■ સલફે સાલિહીન (નેક પૂર્વજો)ના (તરીકા) પ્રમાણે ઈસાલે સવાબ કરે.

■ ઈસાલે સવાબ એવી રીતે કરે કે :–

– કોઈ પ્રકારનું બંધન ન હોય.

– કોઈ દિવસ ખાસ નક્કી કરી દીધો ન હોય.

– પોતાની હિંમત પ્રમાણે હલાલ માલમાંથી મિસ્કીનો (ગરીબો)ની છૂપી મદદ કરે.

– જેટલા પ્રમાણમાં તૌફીક હોય પોતે–જાતે કુર્આન શરીફ પઢીને તેને (મરનારને) ઈસાલે સવાબ પહોંચાડી દે.

■ દફન પહેલાં કબ્રસ્તાનમાં નકામી વાતો અને બેહૂદા બકવાસમાં સમય વીતાવાના બદલે કલિમહ પઢે અને સવાબ બખ્શતા રહે.

['બિહિશ્તી ઝેવ૨ ૨']

## મરણ પામેલાંઓના માટે ઈસાલે સવાબ

■ કોઈના મરવા બાદ

– રહમત અને મગફિરતની દુઆ કરવી,

– જનાઝાની નમાઝ અદા કરવી

એ કામો મસનૂન છે.

■ એની સાથે (મરનારાને) ફાયદો પહોંચાડવાનો બીજો તરીકો એ છે કે :

– મરનારાની તરફથી સદકહ કરવામાં આવે અથવા

– કોઈ અમલે ખયર (નેક કામ) કરીને તેને (મરનારને) બખ્શવામાં આવે.

એને જ ઈસાલે સવાબનો દરજ્જો આપવામાં આવે છે.

એના માટે નીચેની હદીસ વાંચો :—

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :

સઅદ બિન ઉબાદહ (રદિ.)ની માંનો ઈન્તિકાલ એવા સમયે થયો કે ખુદ સઅદ હાજર ન હતા. તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે એક ગઝવહ (લડાઈ)માં તશરીફ લઈ ગયા હતા. જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આવ્યા અને અરજ કરી કે :

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

મારી ગેરહાજરીમાં મારી માંનો ઈન્તિકાલ થઈ ગયો. જો હું તેમના તરફથી સદકહ કરું તો શું એ તેમના માટે ફાયદાકરાક થશે ? અને એનો સવાબ પહોંચશે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલમે ફરમાવ્યું :

'હા, પહોંચશે.'

તેમણે અરજ કરી :

'હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ગવાહ (સાક્ષી) બનાઉં છું. મારો બાગ (મિખરાફ નામની વાડી) મેં મારી મરહૂમા માંના માટે સદકહ કરી દીધો.' ['સહીહ બુખારી', 'મઆરિફુલ હદીસ']

## હઝરત મઆઝ બિન જબલ (રદિ.)ના પુત્રની વફાત પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લખેલો

## તઅઝિયતનો પત્ર

ભાવાર્થ :

(શરૂ) અલ્લાહના નામની સાથે જે મોટો રહમવાળો અને મહેરબાન છે.

અલ્લાહના રસૂલ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરફથી મઆઝ બિન જબલના નામે.

તમારા પર સલામતી થાઓ !

હું તમારી સામે અલ્લાહ તઆલાની તા'રીફ કરું છું જેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી.

હમ્દ અને સના બાદ :—

અલ્લાહ તમને અજરે અઝીમ અતા ફરમાવે અને સબરની તૌફીક આપે ! તેમ જ

તમને અને અમને શુક્ર અદા કરવું નસીબ ફરમાવે !

એટલા માટે કે,

બેશક, આપણી જાનો, આપણો માલ, આપણા અહલો—અયાલ અને આપણી અવલાદ (બધાં) મહાન અને ઉચ્ચતર અલ્લાહની સુંદર ભેટો અને અમાનત તરીકે સોંપવામાં આવેલી ચીઝો છે, જેનાથી આપણને એક નક્કી કરેલી મુદ્દત સુધી લાભ મેળવવાનો મોકો આપવામાં આવે છે અને નક્કી કરેલાં સમયે તેમને અલ્લાહ તઆલા (પાછાં) લઈ લે છે.

તે પછી આપણાં પર ફર્ઝ કરવામાં આવ્યું કે,

જ્યારે તે (અલ્લાહ) આપે ત્યારે શુક્ર અદા કરીએ અને જ્યારે તે કસોટી કરે (અને તેમને પાછાં લઈ લે) ત્યારે સબર કરીએ.

□

તમારો પુત્ર પણ અલ્લાહ તઆલાની એ જ સુંદર નેઅમતો અને સોંપેલી અમાનત હતી (એક ઉછીની ભેટ હતી.)

અલ્લાહ તઆલાએ તમને એનાથી કાબિલે રશ્ક (ગર્વપાત્ર) અને આનંદદાયક સ્વરૂપમાં લાભ પહોંચાડયો અને

(હવે) અજરે અઝીમ, રહમત, મગફિરત અને હિદાયતનું વળતર આપીને લઈ લીધો એ શરતે કે તમે સબર (અને શુક્ર) કરો.

એટલે તમે સબર (અને શુક્ર)ની સાથે રહો.

(જુઓ) તમારું રડવું—કકળવું તમારા અજરને વેડફી ન નાંખે, (અને) પછી તમારે પસ્તાવું પડે ! અને યાદ રાખો કે,

રડવું—કકળવું કંઈ પાછું લાવતું નથી અને ન ગમ અને દુઃખને દૂર કરે છે.

અને જે થનાર છે તે તો થઈને જ રહેશે.

અને જે થવાનું હતું તે થઈ ગયું.

સલામતી થાઓ તમારા પર !

ફક્ત. ['તિરમિઝી', 'હિસ્ને હસીન', 'મઆરિફુલ હદીસ']



## દુરૂદ શરીફ

**અન અલીય્યિન કર્રમલ્લાહુ વજ્હહૂ ફીસ્સલાતિ અલન્નબિય્યી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન અલન્નબિય્યી યા અય્યુહલ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા.**

**લબ્બયૂક અલ્લાહુમ્મ રબ્બી વ સઅ્દયૂક સલવાતુલ્લાહિલ બર્રિર્રહીમિ વલ્મલાઈકતિલ મુકર્રબીન વન્નબિય્યીન વસ્સિદ્દીકીન વશ્શુહદાઈ વસ્સાલિહીન વમા સબ્બહ લક મિન શયઈન યા રબ્બલ આલમીન અલા મુહમ્મદિબ્નિ અબ્દિલ્લાહિ ખાતમિન્નબિય્યીન વ સય્યિદિલ મુર્સલીન વ ઈમામિલ મુત્તકીન વ રસૂલિ રબ્બિલ આલમીનશ્શાહિદિલ બશીરિન્નઝીરિ અદ્દાઈ ઈલયૂક બિઈઝ્નિકસ્ સિરાજિલ મુનીરિ વ અલયહિસ્સલામ.**

**ભાવાર્થ :**

હઝરત અલી મુર્તઝા કર્રમલ્લાહુ વજ્હહૂથી રિવાયત કરવામાં આવી છે કે :

તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર એવી રીતે દુરૂદ મોકલતા હતા કે :

(સૌથી પ્રથમ સૂરએ 'અહઝાબ'ની આ આયાત તિલાવત ફરમાવતા હતા :

**'ઈન્નલ્લા–હ વ મલાઈકત–હૂ યુસલ્લૂન અલન્નબિય્યિ......'**

એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ મોકલવાનો હુકમ આપવામાં આવ્યો છે.)

તે પછી કહેતા :–

હે મારા અલ્લાહ !

હું તારા ફરમાનનું શિર અને આંખોથી પાલન કરું છું અને અરજ કરું છું કે :–

આ ખુદાવંદ તઆલાની તરફથી જે મોટો એહસાન ફરમાવનારો છે અને અત્યંત મહેરબાન છે, ખાસ નવાઝિશો અને ઈનાયતો થાઓ અને તેના મુકર્રબીન ફરિશ્તાઓ તથા અંબિયા અને સિદ્દીકીન તેમ જ શુહદા અને સાલિહીનની અને તે બધી મખ્લૂકાતની જે અલ્લાહની તસ્બીહ અને હમ્દ કરે છે (તેના પર) બેહતરીન દુઆઓ અને નેક તમન્નાઓ થાઓ, મુહમ્મદ બિન અબ્દુલ્લાહના માટે જેઓ ખાતમુન્નબિય્યીન, સય્યિદુલ મુરસલીન, ઈમામુલ મુત્તકીન અને રસૂલે રબ્બુલ આલમીન છે, જેઓ અલ્લાહના તરફથી શહાદત અદા કરનારા છે, અલ્લાહના ફરમાંબરદાર બંદાઓને રહમત અને જન્નતની બશારત સંભળાવનારા અને મુજરિમો તથા નાફરમાનોને બુરા અંજામથી તેમ જ અલ્લાહના અઝાબથી આગાહી (ચેતવણી) આપનારા છે. જેઓ તારા બંદાઓને તારા હુકમથી તારા તરફ દઅવત આપે છે અને તારા જ રોશન કરેલા ચિરાગ છે અને તેમના પર સલામ થાઓ.

['કિતાબુશ્શિફા', 'મઆરિફુલ હદીસ']

# નઅત શરીફ

મુહમ્મદુન સય્યિદુલ કવ્નયનિ વસ્સકલયનિ;
વલ્ફરીકયનિ મિન અરબિંવ્ વ મિન અજ્મિ;
ફન્સુબ ઈલા ઝાતિહી મા શિઅ્ત મિન શરફિન;
વન્સુબ ઈલા કદ્રિહી મા શિઅ્ત મિન ઈઝ્મી.
ફઈન્ન ફઝલ રસૂલિલ્લાહિ લય્સ લહૂ;
હદ્દૂન ફયુઅ્રિબ અન્હુ નાતિકુન બિફમી.
ફમબ્લગુલ ઈલ્મિ ફીહિ અન્નહૂ બશરૂન;
વ અન્નહૂ ખયરુ ખલ્કિલ્લાહિ કુલ્લિહિમી.
યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ દાઈમન અબદન;
અલા હબીબિક ખયરિલ ખલ્કિ કુલ્લિહિમી.
વ મન તકુન બિ રસૂલિલ્લાહિ નુસ્રતુહૂ;
ઈન તલ્કહુલ અસ્દુ ફી આજામિહા તજિમી.

['કસીદહ બુરદહ']

**ભાવાર્થ :**

— આપનું મુબારક નામ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે, જેઓ દુનિયા અને આખિરતના, જિન્ન અને ઈન્સાનના, તેમ જ અરબ અને અજમ બંનેના સરદાર છે.

— અને આપની બરકતવંતી ઝાતની તરફ જે ખૂબીઓ બયાન કરવામાં (આપના ઉચ્ચતમ મરતબાને અનુરૂપ) જે કંઈ બયાન કરવામાં આવે તે બધી સ્વીકારવા યોગ્ય હશે

અને આપના કદરે અઝીમની તરફ જે મહાનતાઓ પણ નિસ્બત કરી દેવામાં આવે તે તમામ સહીહ હશે.

— કારણ કે હઝરત રિસાલત પનાહના ફઝલની ન કોઈ મર્યાદા છે કે ન એનો

કોઈ અંત છે. કોઈ આપના ફઝલને પોતાની ઝબાનના ઝરીયાથી જાહેર કરી શક્તો નથી કે બયાન કરી શક્તો નથી.

– એટલે આપણી સમજશક્તિ અને બુદ્ધિની અંતિમ સીમા એ છે કે આપ બશરે અઝીમુલ કદર છે અને એ કે આપ અલ્લાહની તમામ મખ્લૂકમાં– ઈન્સાનો અને ફરિશ્તાઓ વગેરેથી પણ બેહતર છે.

– અને જે ઈન્સાનની નુસરત (મદદ) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વસીલાથી થાય તો જો વાઘ અને સિંહોનું ટોળું પણ તેમને પોતાની ઝાડીઓમાં મળે તો તેઓ તેના તાબેદાર થઈ જાય.

હુસ્ને અખ્લાકે નબી (સલ.)કા
હય યહ ઈક ગુલદસ્તહ,
ક્યા અજબ ઈસ્કી મહક
બાગે જિનાં તક પહુંચે
'આરિફી' આસ્તાં જિન્કા હય
મકામે મહમૂદ,
કાશ યહ હદિયએ ઈખ્લાસ
વહાં તક પહુંચે !

## મુનાજાત

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**યા અલ્લાહ ! યા રહમાન ! યા રહીમ !**

**યા હય્યુ ! યા કય્યૂમ ! બિ રહ્‌મતિક નસ્તઈન !**



હે અલ્લાહ !

આ માત્ર આપનો ફઝલે અઝીમ અને કરીમે અમીમ છે કે આપે આ આજિઝ અને બેનવા તેમ જ બેમાયએ ઈલ્મ અને અમલને એક

વાલિહાનહં ઝવક અને શવક અતા ફરમાવીને પોતાના મહબૂબ નબીએ રહમત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખસાઈલ અને શમાઈલે મુકદ્દસહની બરકતવંતી હદીસોને ઝિન્દગીના વિવિધ શીર્ષકો નીચે ભેગી કરવાની અને સંપાદિત કરવાની તવફીક અને સઆદત નસીબ ફરમાવી !

**અલ્લાહુમ્મ લકલ હમ્દુ વ લકશ્શુક્રુ લા ઉહ્સી સનાઅન અલયક કમા અસ્નયૂત અલા નફસિક હમ્દન કસીરન્ તય્યિબા.**



હે અલ્લાહ !

હવે ફરીથી તું પોતાના અલ્તાફ, એહસાન અને બંદાનવાઝીથી આ નાચીઝ કિતાબને પોતાની મુરબ્બીયાનહ બારગાહ અને પોતાના મહબૂબ તથા અમારા આકાએ નામદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કરીમાનહ નિગાહમાં કબૂલિયતનો શર્ફ અતા ફરમાવીને બંને જહાનના સરફરાઝી ફરમાવી દો !

**રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નક અન્તસ્ સમીઉલ અલીમ !**



અને હે અલ્લાહ !

જે પાક હસ્તીઓની બરકતવંતી કિતાબોમાંથી મેં લાભ લીધો છે તે તમામની પાક રૂહો પર પોતાની ખાસ રહમતોને નિરંતર ઉતારતા રહેજો ! અને તે તમામને પોતાના મકામાતે કુર્બ અને રઝામાં સતત તરક્કીએ દરજાત અતા ફરમાવતા રહેજો ! અને તેમના ઈલ્મી તેમ જ દીની ફુયૂઝ અને બરકાતને કિયામત સુધી કાયમ અને દાયમ રાખજો ! આમીન !



અને હે અલ્લાહ !

આ કિતાબના વાચકોને પણ એના તમામ ઈલ્મી અને અમલી ફાયદાથી માલામાલ ફરમાવો તેમ જ ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈતાઅત અને ઈત્તિબાઅની તવફીકે વાફિર અને વાતિક અતા ફરમાવો ! આમીન !



હે અલ્લાહ !

જે મુખ્લિસ અહબાબે આ કિતાબ અંગે તન, મન, ધન, વચન અને લેખનથી સહાય કરી છે તે તમામને બંને જહાનમાં અજરે અઝીમ અતા ફરમાવો ! આમીન !



હે અલ્લાહ !

આ કારે ખયરને અમારા સૌના માટે ખયરાતે જારિય્યહનો વાસ્તો અને વસીલો બનાવી દો !

અને અમારા અહલો–અયાલ (ઘરવાળા અને અવલાદ)ના માટે તેમ જ બાપ–દાદાઓના માટે અને સગાં, સંબંધીઓ તથા સ્નેહીજનોના માટે, હે અલ્લાહ, એને આખિરતની નજાતની પૂંજી બનાવી દો !

આમીન ! યા રબ્બલ આલમીન !

**બિહક્કિ રહ્‌મતિલ લિલ આલમીન, શફીઈલ મુઝ્નબીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસ્હાબિહી અજમઈન. વ સલ્લિમ તસ્લીમન કસીરન કસીરા.**



હે અલ્લાહ !

અમારી આ મુનાજાત

આપ કબૂલ જ ફરમાવી લો !

હે અલ્લાહ !

આપ લતીફ અને ખબીર છો,

આપ દુઆઓને કબૂલ કરનારા છો,

આપ હાજતોને પૂરી ફરમાવનારા છો,

આપ માફ ફરમાવનારા અને કરીમ છો,

આપ રહમાન અને રહીમ છો,

આપ સુબ્હાનલ મલિકિલ કુદ્દુસ છો !

સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી

સુબ્હાનલ્લાહિલ અઝીમ.

અલ્લાહુમ્મજ્અલ્ સલવાતિક વ રહ્મતક વ બરકાતિક અલા સય્યિદિલ મુરસલીન વ ઈમામિલ મુત્તકીન વ ખાતમિન નબિય્યીન મુહમ્મદિન અબ્દિક વ રસૂલિક ઈમામિલ ખયૂરિ વ કાઈદિલ ખયૂરિ વ રસૂલિર્ રહ્મતિ અલ્લાહુમ્મબ્અસ્હુ મકામમ્ મહમૂદંય્ યગ્બિતુ બિહીલ્ અવ્વલૂન વલ્ આખિરૂન. ['ઈબ્ને માજહ']



બન્દએ આજિઝ વ બેનવા,

**મુહમ્મદ અબ્દુલ હય**

ઉફિ—ય અન્હૂ

એ/૬૫, એફ. બ્લોક

શિમાલી (ઉત્તર) નાઝિમાબાદ,

કરાચી નંબર ૧૮ (પાકિસ્તાન)



## યાદદાશ્ત

ગુજરાતી અનુવાદ પૂર્ણ થયો.
અલ્હમ્દુલિલ્લાહ.
૫, રબીઉલ આખર, ૧૪૧૫ હિજરી સન,
૧૨, સપ્ટેમ્બર, ૧૯૯૪ ઈસ્વી સન,
રવિવારે સવારે ૧૧–૧૫ કલાકે,

**રસૂલે અકરમ**
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના
આસ્તાનએ મુકદસનો
શ્વાન,
**અબ્દુલકાદિર ફાતીવાલા**
ઉફિ–ય અન્હૂ

